# એક પથ્થરના પ્રતાપ!



## પારસી સંસારી એક રમુજી વારતા.

બનાવનાર—બહેમનજી નવરોજજી કાબરાજી.

પ્રગટ કરનાર—મી. દીનશાહ એદલજી કરકરયા, તે ઢોંગ-સોંગ ચોપાન્યાંના
માલેક અને અધીપતી. વાર્તામાળા નંબર વન, ટુ, થ્રી, વીસ લાખનો
વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઓરત,
જીવપર જોરાવરી, રતન લોડજનું રમખાન, ઘડી
ચપકો, મુશકીલ આશાન, હકદારનો હક
વિગેરેના પ્રગટ કર્તા.




આ પુસ્તક મી. બહમજી નવરોજજી કાબરાજીએ ફ્રીયર રોડ, કોટ, મુંબઈથી
લખ્યું છે, અને મી. દીનશાહ એદલજી કરકરયાએ મુંબઇ, ગ્રાંટરોડ
ત્રીભોવનદાસ બીલ્ડીંગ—માણેક પ્રિન્ટીંગ પ્રેસમાંથી પ્રગટ કીધું છે તેમજ
આ પુસ્તક પરેલ લાલબાગ નં० ૧૪૧ કેપટન પ્રિન્ટીંગ વર્કસમાં
મી. મેહેરજી બેરામજી મીઠાઈવાલાએ છાપ્યું છે.

(૧૯૧૭.)

"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

## ( ૧ લી આવૃતીનો. )

દર વરસ અથવા તેની આસપાસના લાયક અંતરે એકેક નીતીમાન નૉવેલ પ્રગટ કરયા જવાનો જે અમોએ અવલ એરાદો જાહેર કરયો હતો તેને અનુસરીને વળી આ એક નવાં પુસ્તક સાથે શોકીન ગુજરાતી વાંચનારાંઓની માનીતી મુલાકાતે ઉતરી પડવા માટે અમો ખુશી છીએ. "દેલજંગ દલેર"ની અમારી પેહેલી બાહર પડેલી (અને અત્યાર તુલકમાં પુરતી જાંણીતી થઇ પડેલી) વારતા પછી એક દજન ઉપર વારતાઓ, નાટકો અને ફાર્સો વિગેરેથી અમારી એ પેહેલી પીછાંણુ વધારવા અને સુધારવાને અમને પ્રસંગોપાત જાહેર જોગવાઇઓ થઇ છે, અને વગર ઘોંઘાતે એ અમારાં અદના લખાંણો લોકપ્રસન્નતા પામ્યાં ગયાં છે અને પામ્યાં જાય છે તે પ્રત્યે અમારો પરમ સંતોશ વખતોવખત વધુ અને વધુ વિશ્વાસની ખાત્રી સાથે રજુ કરી શકવાને માટે અમો અમારાં તે સુજ્ઞ વાંચનારાંઓના આશરા અને ઉત્તેજનને દરેક રીતે હેસાંનમંદ છીએ.

"એક પથ્થરના પ્રતાપ" એ અમારી નવી ચોપડીનું નવાઇ જેવું નામ તે માંહેલી કલ્પીત પણ ખરેખરી રમુજી રચણાની કલ કુંચી છે. એ વારતા અમોએ હંમેશ પેઠે ઇંગ્રેજી ઉપરથી પારસી સાંસારને લાગુ પાડી લાયક ફેરફારો સમેત ઉપજાવી કાઢી છે, અને જોકે તે માંહેલા બનાવો બીલકુલ અસંભવીત અને હસી કાઢવા જોગ વાંચનારને જણાશે, તોબી એક રમુજ તરીકે તે ફુરસદે વાંચતાં રમુજનાં પેટાંમાં પેટ ભરીને હસવા ઉપરાંત વાંચનાર તેમાંથી કાંઇ ચાનકની ચીમકીઓ બી સોહધી કાઢવામાં છેક નિષ્ફળ થનાર નથી એમ અમો આશા રાખીએ છીએ.

અમો અમારી દરેક વારતાઓમાં આજવેર તેનાં ખરીદદાર જાંનુઓ અને ગ્રહસ્થોનાં નામ છાપી સાચવી રાખતા આવ્યા છીએ, તે તરીકો આ નવાં પુસ્તકમાં નહીં ધારેલી રીતે પડતો મેલવો પડયો છે. આ નવી ચોપડી લેવાની સરેસ્તા પ્રમાણે અમારા જાથુકનાં ધરાકોની મંજુરીયાત મંગાવવાની લાયક પુછગાછ છેક છેલ્લે સુધી કાંઇકિ નભરવસપણાં વચ્ચે મુલતવી રાખવામાં આવી, ને તે દરમ્યાંન નહીં ધારેલી રીતે એક નવી રોકાંણ નીકુલી આવવાના સબબે ચોપડી તૈયાર થઇ રેહેતાં બી એ પુછગાછપર ધ્યાંન આપવા અવકાશ થઈ નથી, એટલે ચોપડીને ખોટી કીધા કરતાં એ સરેસ્તાનાં લીસ્ટ વગર દેખાવ કરવાને અમોએ વધારે યોગ્ય માન્યું છે. એમ કરતાં અમો જણાવવાને ખુશી છીએ કે વરસોથી વલગી રહેલાં એ અમારાં ધરાકો માહેલાં કેટલાંકને એ મંજુરીયાત પુછાવતાં આ દીબાચો લખતાં સુધીમાં જે જવાબો પાછા ફરી વલવા પામ્યા છે તેમાં ઘણા એવા છે કે જે અમારી ચોપડી વગર પુછવે દર વખત મોકલી આપવાને એલતેમાસ કરે છે, અને વળી ઘણાક એવા બી પણ છે કે જે આગલ થયલી એજ જાતની એલતેમાસો છતાં મંજુરયાત પાછી પુછાવા માટે અમને સાંમો "ઠપકો" આપે છે। એટલામાટે અમને ઉમેદ રાખવાની છે કે એ જાતના વીશ્વાસ અને માનને, "કાવલાની કાંહાંણી" અને એવાંજ બીજાં દરેક અમારાં આગલાં પુસ્તકો પેરે, આ વારતા બી એવાં કદરદાંન વાંચનારાંઓના વર્ગમાં લાયક થશે ને ઠડશે.

ફેબરવારી, ૧૮૯૦.

સપ્ટેંબર, ૧૯૧૭.

બ૦ ન૦ કાબરાજી,

બનાવનાર.

# અર્પણ.

---

જે રડતાખળતા ચણાવાલા જેવા બાપો
પોતાનાં બચ્ચાંઓથી કંટાલે છે,

અથવા—

તેમની તાલીમ ને તરબીયત ઉપર પોતે જાતે
કાલજીથી ધ્યાન આપવાને બેકદર કે બેદરકાર છે—

તેમજ, વળી—

જેઓનાં કલેજાં કોઇ ફુહુરાપાથી
બલીને બેપડ થયાં હોય,

ને

મોંનું,—એડયાંનો જોલાબ પીધો હોએ તેમ,
અરધું રડેલું મધરડા જેવું બન્યું હોય,
તે બાપોને અને તેવા બરીયલોને
આ નાધકલી રમુજી વારતા,
તેમની મરજી—કે—મંજુરયાત વના,
ફરજ્યાત અને જોર જુલમથી,
અર્પણ કરવામાં આવી છે!

બ૦ ન૦ કાબરાજી.

# દીબાચો.

## (બીજી આવૃતિનો.)

આ માહરી પુરાણી વારતાની બીજી આવૃતીને કોઈ લાંબાલટાક દીબાચાની જરૂર નથી. પેહલી આવૃતીનો અસલ દીબાચો જે મામુલ મુજબ આ પુસ્તક મધે પાછો પ્રગટ થયો છે તે આ વારતા માટે કેહવા જોગું ખુલાસા રૂપે પુરતું રજુ કરેછે, અને બીરાદર દીનસાહજી કરકરયાના "ખુલાસા" માંહેલા વિચારોનો હું અત્રે પાછો પડઘા પોકારૂં છું કે એ વારતા જે જમાનામાં પ્રગટ થઇ અને એક હજાર નકલો ટપોટપ ઉંચકાઇ ગઇ તે જમાનાનાં બુચી બુચાઓ આજે હજારોની સંખ્યામાં માહરાં મીસ્કીન લખાંણોનાં દીલસોઝ વખાણનાર થયલાં હશે, ને તેઓ બધાં આ વારતા એક નવીજ વારતા તરીકે વાંચશે ને વખાણશે. એ એક ખરેખરી રમુજી વારતા છે, અને જો પેટ ભરીને હસવુંજ હોય તો આ નાહની વારતા તેનાં વાંચકોને ઘણો સંપુર્ણ સંતોષ આપશે એમ માનવાની મને અનુભવસિદ્ધ પુરેપુરી ખાત્રી છે.

એ વારતા તમારા ઉઘરતા "પારસી મેકમીલન" દસ્તુરજી કરકરયા પોતાને હસાબે ને ખરચે, આ તેની બીજી આવૃતીનો હક માહરી કને ખરીદી લઈ, નવેસરથી પ્રગટ કરે છે, અને આ સાહસીક દસ્તુરજાદા તેમના એ ઉમંગ ને ઉત્સાહમાં ધરયા ધરાતા નથી તે જોવાનું કેવળ રમુજી થઇ પડે છે. એ એવણને મુબારકબાદી આપવા જોગ સહમજાશે, અને સાહીત્યનાં ક્ષેત્રમાં એ સુફેદ પાઘડી—કે જેને માટે હરેક સાચા જરથોસ્તીને ખરાં દીલનું માન રાખવું ઘણું ઘટરત છે તે—ની આમદ, શામીલગીરી અને સાહસ આપણે

એવડી ઉલટથીજ વખાણુશું. એવણ સાહેબે થોડા વખતમાં ઘણું કરી બતાવ્યું છે, ને જે કરયું છે તે બધું સંગીન, સંતોષકારક અને વખાણવા જોગજ છે એ આપણા એ ઉધરતા પબલીશર—પારસી મેકમીલન!—ને માટે ખચ્ચીતકરીને ઘણું માનભરેલું થઇ પડે છે.

પણ એ પબલીશર્સ સાહેબો એ રીતે માહરાં પુસ્તકોના ઉપરાસાપરી હક ખરીદી, હરેક વરસે અકેક નૉવેલ માહરી તરફનું પ્રગટ કરવાના માહરા વરસોથી ચાલતા આવેલા હક, રીવાજ અને લોભમાં મને ઘણો પછાત નાંખે છે તે એક મોટા વસવસાની વાત થઇ પડે છે! દસ્તુરજી કરકરયા અને સાહસીક મેસર્સ કરાંણી ભાઇઓ વચ્ચે "ઓરત," "પ્યારનો પુલ," "ભાઇ કે કસાઇ?" ને "પડતી પર પચાસ"ની માહરી વારતાઓ અકેક પછી એવી અલગારરૂપ ઉપરાસાપરી બાહેર પડતી રહી છે કે માહરે એ મિત્રોને મોકલાસ આપવા ફરજ્યાત પાછલ પડવું પડયું છે, અને માહરી પોતાની તરફનાં પુસ્તકો સાથે હું જાહેરમાં પાછો દેખાવ કરી શકું તેટલાં માહરે ખુશીની સાથે એજ ગણીમત માનવાનું ને એ પરજ સંતોષ પકડવાનું થઇ પડયું છે!

તા૦ ૧ લી સપટેમ્બર ૧૯૧૭<br>ફ્રીઅર રોડ, કોટ, મુંબઇ. } બ૦ ન૦ કાબરાજી.

## માહરી પંદરમી મુલાકાત !

હાલની સખ્ત મોંઘવારીના સમયમાં ગુજરાતી વાંચનારી શોકીન આલમની ખીદમતમાં આ માહરી પંદરમી મુલાકાત છે. એક પુસ્તક પ્રગટ કરતા તરીકેની જે નેમ મેં રાખી છે તે ઘણી સાદી, સેહલ અને સમજમાં ઉતરી જાય તેવી છે. દુન્યામાં જો કોઈ બી ચીજ વધુ સારી મને જણાઈ હોય તો તે આ સાહીત્યનો ફેલાવો છે, મગર હું માનતો આવ્યો છું અને હજી બી માનું છું કે એ સંબંધમાં બે ચીજ કદી બી સાથે બનવાની નથી. જો હું સાહીત્ય અને તેના ફેલાવા ઉપરજ ધ્યાન આપું તો ઘણા પૈસા મેલવવાની ઘણીજ થોડી આશા માહરે રાખવી જોઇએ, અને જો લોભી બની પૈસા મેળવવાનીજ આરજુ રાખું તો સાહીત્યનો ફેલાવો કરવામાં યથાશક્તિ મદદ થવાના મારા લોભમાં અટકાવ પડે, જેથી હું માહરા વિચાર મુજબનું કામ કરી શકું નહીં. એટલાવાસ્તે બેહતર તો એજ છે કે મારા અસલ વિચારોને વલગીનેજ મારે કામ લેવું, કે જેનાં પરિણામમાં મારી નજરે દેખાતી સૌથી સારી ચીજ જે સાહીત્ય છે તેનો સંગીન ફેલાવો કરવાને મદદ થવાનું મને બની આવે.

હમારાં પ્રેસની રોકાનને લીધે આ ચોપડી જ. ન. પીટીટ ઑરફનેજ કેપતન પ્રીંટીંગ પ્રેસમાં છપાવી પ્રસિધ્ધ કરી છે, અને તે પ્રેસના ઉમંગી મેનેજરે હમને મોટો સંતોષ આપ્યો છે તેની અત્રે નોંધ લીધેલી પ્રસંગને અનુસરતી કેહવાશે.

આ નાનકડી વારતાનાં લખનાર આપણા લોકમાનીતા લેખક મી૦ બહમનજી નવરોજજી કાબરાજી છે, અને એવણુ ભાદજીની ઘણીજ માનીતી વારતાઓ માંહેલી આ એક છે. મી૦ કાબરાજી આ વારતા માટેની લોકપસંદગી માટે સોએ સો ટકાની જામીનગીરી આપે છે,

અને મને પણ જણાયું છે કે તેમાં બેશક ઘણું મોટું વજુદ છે. આ એ અસલ વારતાની બીજી આવૃતિ છે, એટલે કે હું પોતે જ્યારે આંઠ વરસનો બાવાજીનો બુચો હતો ત્યારે એ પ્રગટ કરવામાં આવી હતી, અને તેથી મને લાગું કે જેવો હું બાવાજીનો બુચો હતો તેવાં કચ-કંઇ તે વખતનાં બુચા બુચીઓ હશે, કે જેઓને આ વારતા ફરીથી પ્રગટ કરેલી ઘણીજ પસંદ આવશે, અને આ જમાનામાં તેઓ વચ્ચે વળી પાછી નવીજ તરીકે તે વખણાશે!

છેવટે, માહરા માનવંત મિત્ર ભાઇ બહમનજીનો હું ખાસ આભાર માનવાની અત્રે જરૂર જોઉ છું. એવણ બીરાદર એક ભાઇનીજ અદાએ મને ચાહે છે, અને તેથી મને એવણ તરફ ખરેખરૂં એક મુરબ્બી તરીકેનુંજ અજબ વ્હાલ અને માન આવે છે. ખચ્ચીત, બધાજ લેખક બિરાદરો એમ સાથે મળી ભેટીને ચાલે તો કેમ! પણ હા— એ બી ખરૂં કે પછી ત્યારે નામદાર દીનશાજી કરકરયાનો ભાવ કોણ પુછે? એ તો જે ખુદાએ કીધું છે તેજ બરહક છે!

માણેક પ્રિન્ટીંગ પ્રેસ, ગ્રાંટરોડ મુબઈ.<br>તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૧૭.<br>રોજ ૧ લો માહા ૧ લો ૧૨૮૭.

લા૦ સેવક,<br>દીનશા એદલજી કરકરયા.



# સાંકળીઉં.



સફે.

"મુશ્કીલ આશાન."

શેઠ જાંહગીર બે. મરઝબાનનું

વખણાયલું પુસ્તક.

---

આ પુસ્તક ચીત્રો સાથે છે.

---

વાર્તા પારસી સંસારી છે

અને

મીં૦ દીનશા કરકરયાએ પ્રગટ કીધી છે.

કી. રૂ. ૨.

સઘળા બુકસેલરો પાસેથી મળી શકશે.

# એક પથ્થરના પ્રતાપ!



# એક રમુજી વારતા.

## પ્રકરણ ૧ લું

### શેઠ ભીખાજી પોંહોંચાજી.

શેઠ ભીખાજી પોંહોંચાજી મુંબઇના એક માતબર વેપારી છે. તેઓનો માહાલક્ષ્મીમાં એક કુશાદે બંગલો છે, અને કોટમાં ઇંગ્રેજ બજારમાં તેઓની ઑફીસ છે. તેઓ આજે પણ હૈયાત છે, પણ અમો જે વખતને વાસ્તે તેઓને અમારાં વાંચનારાંઓ સાથે ઓલખાવીએ છીએ તે વાતને આજે લગભગ ત્રણ વરસ ગુજરી ગયાં છે, એટલે તેઓની રજા પુછાવી તેઓપર ગુજરેલી એક ટુંક પણ જાલેમ કાંહાંણીનો ઘણો રમુજી હેવાલ અમો અતરે રજુ કરી શકીએ છીએ, જોકે એ કાંહાંણી—કે જે સાંભળવા મેલે પગથી તે માથાંવેર ખરેખરી બનેલી છે તે—માંથી કેટલાક ટકા દલાલી કાપી કાઢવાની છે તે તો અમારાં વાંચનારાંઓની મુનસફી ઉપરજ છોડવું જોઇશે.

એ શેઠ ભીખાજી પોંહાંચાજીને જે વખતને વાસ્તે અમો અમારાં વાંચનારાંઓ જોડે ઓલખાવ્યે છીએ તે વખતે તેવણ વરસ પાંસઠની ભરતીમાં હતા. તેઓ દીલે કાવલા તોપણ સેહેજ ઉંચા અને પતલા હતા, અને મોં ઉપરના સફેદ થેબીઆ અને આંકડાદાર મોટી સફેદ મુછ તેઓની બુજોર્ગી અને સદાનાં શાંણપણની હજી

પણુ સાહદત આપે છે. તેવણુનો પેહેરવેશ સઘળો અસલી ફેશન છે, અને જોકે તેઓ ઇંગ્રેજી ઑફીસ ચલાવે છે તોબી તેઓનો સઘળો વસવાત બી સાદો અને અસલીજ છે.

તેઓ સ્વભાવના કરડા, મિજાજી, તુમાખદાર અને ચીરડાઉ હતા—કોઇનો પોતાની મરજી વિરૂધ્ધનો બોલેલો બોલ સાંખે નહીં તે કીસમના તેઓ એક આસામી હતા, પણુ તેઓને જે વાતનો સૌથી મોટો કંટાલો હતો તે છોકરાંનો હતો. તેઓ બચ્ચાંની મસ્તી સામે મુતલગ ટકી શકતા નહીં હતા, અને તેથી બચ્ચાંઓથી કંટાલતા અને સદા બીહીતા ધ્રુજતા ફરતા હતા.

એમ છતા તેમને પોતાને ત્રણુ છોકરાં હતાં. વડી એક સુમારે ૧૮ થી ૧૯ વરસની ઉંમરની છોકરી હતી, અને તેનાથી ઉતરતો એક અદી નામનો ૧૪ થા ૧૫ વરસની ઉંમરનો છોકરો હતો, જે પછી સૌથી નાનો એક બીજો છોકરો હતો, જે આપણી વારતાની શરૂઆત થાય છે તે વખતે ફકત ત્રણુ વરસનો હતો.

આ છેલ્લાં બાળકને જન્મ આપતાં તેની માતાનું મોહોત નીપજ્યું હતું, અને તેથી ઘરમાં એક અબળા જાતીના જોઇતા હાથ અથવા પવિત્ર આંકોશ વના છોકરાંઓની સઘળી વેઠ આ પારસી શેઠયાએ રાખેલાં નોકર નફરોપર—અથવા વધારે ખરી રીતે બોલ્યે તો ખુદ તેના ( પોતાના ) ઉપર આવી પડી હતી, અને તેથી તેનો સ્વભાવ વધારે બગડયો હતો, ને છોકરાંઓથી તે ઘણો વધારે કાયર થઇ કંટાલ્યો જતો હતો.

એટલામાટે તેણે અદીને તો પુનાની એક બૉરડીંગ સ્કુલમાં કાઢયો હતો. ભીખાજીઆનો અફસોસ એજ હતો કે મુંબઇમાં લોકો મોટી મોટી ડીંગ મારી જાણે છે, પણુ અગતની હાજતોપર કોઇને ધ્યાંન આપવાની ઉંઘ ઉડતી નથી;—અને એ અગતની હાજતોમાં

તેઓ એક સારા પાયાપર ચાલતી બૉરડીંગ સ્કુલને મથાલે મુકતા હતા. તેઓનાં ભેજાંમાં એજ ખ્યાલ ઘર ઘાલી બેસી ગયો હતો કે છુકતાઓ ઘરમાં રહયાથી ઘણા તોફાંની અને હરાંમખોર થઇ જાય છે, અને તેથી તેઓને બૉરડીંગ સ્કુલ મારફતે કેળવવા જેવો બીજો રૂડો ઉપાય કશો હોયજ નહીં, જેથી તેઓએ પોતાના એ ઉંમરે પોંહોંચેલા અરદેશર નામના દીકરાને છેલ્લાં છ વરસથી પુના ખાતે ઉંઘડેલી એક બૉરડીંગ સ્કુલમાં મોટા માસીક પગારે મુકયો હતો.

અને તેથી ફાયદો એ થયો હતો કે મા બાપના દેખીતા ધાક અને આંકોશ વગર અદી જોઇએ તે કરતાં સાંમો વધારે બગડી ગયો હતો! તેને તેના માસ્તરનો ભારે ધાક હતો ખરો, પણ તે માત્ર માસ્તરનીજ નજરોઆરજ—તેની નજરની હદની બાહેર તે એક સંધાને રૂમરૂમ બોલાવતો નાઘલો દેવ હતો.

તેનાપર તેના બાપનો બી ધાક તો રહયો હતો, પણ જેમ તે બાપનો તે બચ્ચાંપર કશો પ્યાર ન હતો, તેમજ તે દીકરાનો તે બાપ પર કશો પ્યાર ન હતો, જેનું પરીણામ એ થતું કે લાંબી છુટીના દીવસોપર તે બાપને ઘર આવતો ત્યારે બી તે બાપથી બને એમ દુરનો દુરજ રેહતો. બચ્ચાં જેમ હદ બાહેર લાડ અને પ્યારથી બીગડી જાય છે તેમજ તેઓ હદ બાહેર ધાકથી બી રદ થઇ જાય છે, અને તે સબકની બીનમાહીતગારી વચ્ચે ભીખાજીબાએ પોતાના દીકરા અદીને પોતાની મકસદથી ઉલટી રીતે સાંમો વધારે બીગાડી નાખ્યો હતો.

હવે ક્રીસમસની મોટી છુટીના સબબે અરદેશર હમણાં બી ઘેર આવેલો હતો, અને આજે તેની છુટીનો છેલ્લો દીવસ હોવાથી અપોરની મેલમાં તે પુનાની પોતાની સ્કુલમાં પાછો જવાનો હતો, તેટલાં તે "પીડા" કયારે પટે તેની રાહ જોતા તેના બાપ પોતાના હૉલ-

માંની ઇઝીચૅરમાં અલેટાયલા હતા. અદીએ એ આંઠ દીવસની છુટીમાં પોતાના બાપનાં ઘરમાં ધુમ ઢીંગાણું કીધું હતું અને ઘણીક ભાંજફોડ ને બગાડ કીધો હતો, જેમાં વળી એક તો હમણાંજ જમવાની ટેબલપર બાજુએ મેલેલા એક શોભાયમાન લાંપનો તેણે ખુરદો કીધો હતો, અને તેનો બલાપો કરતા ભીખાજીબા પોતાના ડ્રૉઇંગ રૂમમાં આવી એક મોટી ઇઝીચૅરપર અલેટાયા હતા. તેવણુની પાસે એક નાહની ટીપાઇ ઉપર એક મોટાં ગ્લાસમાં બરફથી પાણી ઠંડુ થતું હતું, અને તે જરા જરા વારે ગોટ ગોટ પીને તેઓ પોતાનો ઉકરેલો અને ઉસ્કેરાયલો જીવ ઠંડો કરયા જતા હતા.

"નખ્ખોદ ગીઆ માસ્તરોને બી કાંઈ હરાંમખોરી છે!" તેઓ મનમાં ચીરડાઇને બલાપો કરતા હતા, "ક્રીસમીસની પારસીઓને છુટી શાંની આપવાની હોય? બચ્ચાંઓને એક બી દહારો તે છુટી હોયજ કેવી? એ બધું હંબગ છે, અને એ હંબગનો હું ટાઇમ્સ ને ક્રોનીકલમાં ચરચાપતરો લખીને કાલ ને કાલ અટકાવ કરશ. વરી તે ઉપરાંત એ દુકતાના માસ્તરને બી હું લખી વારશ કે એને ફરીથી એક બી છુટી આપે નહીં, ને અહીં કદી બી મોકલે નહીં."

અદી પુના માંહેલી જાંણીતી માણેકજી માસ્તરની બૉરડીંગ સ્કુલમાં હતો. એ માણેકજી માસ્તર અને તેની શાળા વિશે લોકમત ઘણું સારૂં હતું, અને તેની સ્કુલ જેમ આજે છે તેમ તે વખતે બી ઘણી ફત્તેહમંદ હતી, પણ તે માસ્તરનો પોરયાઓપર ત્રાસ એટલો હતો કે છોકરાઓ તેનાં નામથીજ થરથર કાંપતા હતા, અને એક મોટી છુટીની મઝા માબાપનાં મુબારક છાપડાંના આસરા હેઠલ ભોગવ્યા પછી પાછા તેને ઘર અને સ્કુલમાં જતાં તેઓના જીવપરજ આવતું હતું.

અદીનો બી તેવોજ હાલ હતો. તેનાપર તેના બાપનો ધાક

હતો, પણ તોબી બાપની નજરથી દુર ધરમાં સૌને ખુમ મરાવાની તેને એવી મોજ મલતી હતી કે તે મોજ મુકીને તેને સ્કુલમાં પાછો જવા ગમતું ન હતું.

પણ જયા વના છુટક ન હતો. મેલ ત્રેન બપોરે ત્રણ વાગતે જતી હતી, અને તે ડોસાજી એક વાગતેથી તલપમાં પડયા હતા! અંતે તેથી ભાઈ બેહેનોને મલી અદી ધણી આનાકાંની સાથે તેના બાપના ઓરડામાં તેને મલવા આવ્યો.

તેનો બાપ તો કાગને ડોલે તેની વાટજ જોતો હતો. "કેમ?" તેણે તે પીડા પટતી જોઇ લગાર ખુશી થઇ કહ્યું, "જાએચ કે? ચાલ જા, બાપુ, ને જોઈ તપાસીને ચાલજે, નહીં તો હારમાર થઇનેજ પુરો થશે. સારૂં છે કે તમો લોકોને આપવામાં આવતી છુટી સદા-કાલ નીભતી નથી, નહીં તો તું કે? ધુરના ફાકા ફકારે! પણ ચાલ જા, ઘોડો તપાવ ના."

"નહીં, જીવણો ગારી જોતરાવા હજી ગીઓ નથી," અદીએ હજી બી એવા બેકદર બાપનું બને એટલું પાકવી લેવા ઠંડે કલેજે કહ્યું.

"નહીં?" ભીખાજીબા ચીરડાઈ-ચીચવાઇને બોલ્યા; "નખ્ખોદ જાય રે તમો બેઉનું! આય દુકતો જરૂર ત્રેન ખોહી દેશે, ને વરી એક સુના મોહોર જેવો દહારો ભાંજશે.—અરે જા, દોર અત્તર ધરી, તેને લાત મારીને કેહે કે હમણાંજ જાય—સો કામ પરતાં મુકીને જાય."

"ગીઓ ગીઓ તે, મેં બારીમાંથી હમણાંજ તેને જતો જોયો," અદીએ ફેંકયું.

ભીખાજીબાએ એક છુટકારાનો દમ ખેંચ્યો! તેઓની ફીકર તમામ ટલી ન હતી, પણ જીવણો ગાડી જોતરાવા ગયો એટલે

હવે જે વખત જતો હતો તેમાં તે તુફાંની બારકસ વગે લાગવાનું, આટે તેઓને તુરત વેલા થોડી ઘણી ધીરજ પેદા થઇ, ને તેઓ પાછા અઢેલીને ખુરસીમાં પડયા.

"હજી તો તું બધાંને મલવાનો હોશે તો વરી તે વખત જશે," વળી ડોસાજીને યાદ આવવાથી તેઓએ તલપ કરી, "વાસ્તે જા, તારાં ભાઇ બેહેનોને મલી લે કે ગારી આવે કે ઉતરી પરે."

"હું બધાંને મલીને આવેલો છેઉં," અદીએ ધુખરાયલે સાહદે કહ્યું, અને પછી જે પાછી ચુપકીદી પંથરાઇ તે અરસામાં રૂસણાંથી ફુગાયલા ગાલોમાં તે પાસેની ટેબલપર પડેલી ફ્રુટના દબુસા ભરવા પડયો.

"તારો માસ્તર તારી ઘણી ફરીઆદ લખેચ," ભીખાજીબાએ વળી થોડે વારે ચલાવ્યું, "પણ હવે તપાસીને ચાલજે બચ્ચા, કાંયજે નહી તો તુંને જેરબંધ માર મારીને સુધારવાની બી મેં તેને અખત્યારી આપેલી છે."

આ મુબારકબાદીના સુખનોથી તોફાંની અદી જેમ કાંઇ મગન થયો નહીં તેમ કાંઇ ઘણો ગભરાયો બી નહીં, કેમકે એવું તો તેનો બાપ રોજ દહાડામાં દોઢસો વખત બકયા કરતો હતો, વાસ્તે એવું એવું ઠંડે કલેજે એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખવાની તે પોરયાને ટેવ પડી ગઇ હતી.

તેનો બલાપો એ હતો કે તે જલદી મોટો થઇ નહીં શકતો હતો, કેમકે તેને હમણાં ખ્યાલ થતો હતો કે તે જ્યારે ધધન ધધન કરતો ગાડીમાં સ્કુલની હાડમારીઓ વેઠવા જવા નીકલશે, ત્યારે તેનો બાપ સુખથી બેસીને ઠંડે કલેજે આઇસ પાણી પીયા કરશે ! તેના બાપને નથી માસ્તરની ફીકર, નથી લૅસનની ધાક, કે નથી બાપનો કંટાલો, અને તેથી એવી બેપરવાહ અને ફકર ચીંતા વગરની

જીંદગી ગુજારવાને તે જલદી તેના બાપ જેવડો મોટો થતો ન હતો એ નાધકલા અદીનો મોટો બલાપો હતો !

પેલા હાથપર તેના બાપનો પટપટારો તો જારીજ હતો! ગાડી કયારે આવે ને એ પોરચો કયારે પતે તેની તે ડોસાને ચાલુ અકરવકર થયાજ કરતી, અને તેથી તે વારંવાર જીવણાને નામની પોક મુકતો હતો, ને બીજાંઓ છીટાં ઘણાં શોધતો. અદી પગ રોલવતો બેઠો તો તેની પંચાત, અદી છીંકયો તો તેનાં છીટાં, અદીએ ખુરસી ખસાડ મુક કીધી તો તેનો વાંધો, ઇત્યાદી!

એવામાં અદીને ભાંણુ આવ્યું, અને તેણે બીહીતાં બીહીતાં હીંમત કરી ગજવાંખરચ માંગ્યો. "મારા પાસ ખરચવાનું કંઇ નથી, બાવાજી," તેણે કહ્યું, "અને મને અરચણ પરશે. માસ્તર તહેરેવાર ધરમનાં ફંડમાં અવારનવાર નાણાં ભરાવેચ વાસ્તે મને કંઇ આપો."

ભીખાજીબાને આ છેલ્લી તકરાર કાંઇકિ દુરસ્ત જણાઇ, અને તેથી તેઓને એક પાંચ રૂપીઆ પોતાના દીકરાને આપ્યા વના ચાલ્યું નહીં—જોકે વાંચનારને કેહેવું પડશે નહીં કે તેને માટે બે પાનાં ભરાય તેટલું લાંબુ લેકચર આપી તથા બબડી ભડભડીનેજ તે રકમ તેઓએ કાઢી આપી.

એ રકમ ગજવાંમાં મુકતાં અદીના હાથને એક પથરો લાગ્યો, ને તે તેણે ગજવાંમાંથી ઉલટ સાથે ખેંચી કાઢયો. 'અરે બાવાજી," તેણે તે બતાવી કહ્યું, "આએ પથ્થર હું લેઉં ? તમોને કંઇ એનું કામ તો નહીં હોશે ?"

"પથ્થર ! પથ્થર શાંનો ?" વળી ભીખાજીબાએ આ કાંઇ નવી માંગણીથી ગભરાઇને ખુરસીમાં બેઠા થઇને પુછ્યું.

"આએ પેલો કેહજે અસલ બરજોરજી મામા ચીનથી લાયાતા તે?" અદીએ યાદ આપી; "નાજાં કેહજે તમોને એનું કંઇ કામ નહીં હોશે. મજેનો સાબુ જેવો લીસો ને સુમારો છે તે મારા દોસ્તોને દેખરાવા જરા લઇ જાઉં?"

"અરે મુકી દે એકદમ," ભીખાજીબાએ ગગડાત કીધો; "એવાં ચદણચેરાં મુકશે નહીં ત્યાંવેર શીખી મરવાનો નથી. દસ વરસ વેર એ જમવાના ઓરડામાં ગોખલાપર પડી રહેલો હતો ત્યાં બી તારી નજર ગેઇ ખરી કે? લાવ અહીં!"—અને તે તેઓએ આનાકાનીભરેલા ને દુખાયલાં દીલના અદીના હાથમાંથી ઘણા ગુસ્સા સાથે ઝુટી લીધો.



## પ્રકરણ ૨ જું

### પથ્થરના પ્રતાપ!

પથરામાં કાંઈ દમ ન હતો. તે એક સાદો સુંવાલો પથરો હતો, અને અદીનો ચીન ગયલો મામો દસ વરસપર જ્યારે આવ્યો ને ચીનની ધુલ જેવી કેટલીક નવાઈ જેવી ચીજો લાવ્યો તેમાં એક ઉકમાઇ તરીકે એ પથરો લાવ્યો હતો. તેણે કોઇનું કશું ખાસ ધ્યાંન ખેંચ્યું ન હતું, અને ભીખાજીબાએ જોકે તેને નકામો જાણી ધુલ ખાતો ગોખલાપર નાખી મેલ્યો હતો, તોબી હમણાં તેટલો બી તે દીકરાને આપવાને અને તે બચ્ચાંનો જીવ રાજી કરવાને તેનો જીવ ચાલી શકતો ન હતો.

ભીખાજીબાએ તે પથરો લીધો, ચસમો પેહેડગો, ને ઘણે વરસે તે પાછો હાથમાં આવવાથી ફેરવી ફેરવીને તપાસ્યો. ગરીબ બચારા ભીખાજીબા! તે પથરામાં શું ગુણ અવગુણ હતો તેની જો તેઓને ખબર હતે, ને તે પથરો બીજા પા કલાકમાં તેઓપર શું અજાબ

લાવી મેલશે તેનો જો જરા બી તેમને ખ્યાલ થતે તો તે પથરાને તેઓ હાથ બી લગાડતે નહીં !!

"તારા હીરા મામાએ તારી મરનાર માયને એ તોફો ભેટ કીધેલી છે," ભીખાજીબાએ અનકાથી કહ્યું, "અને તે લુચ્છાની એ નાદર ભેટ સદા મારે સાચવી રાખવી જોઇએ."

અદીનો મામો સારૂં માણસ નહીં હતો. તે લુચ્છો, જુગારી અને કરજદાર હતો, ને તે ચીનથી આવ્યો ત્યાર પછી થોડું-એકમાંજ તેણે એવું કાલું ઘોલું કરવા માંડયું કે ભીખાજીબાએ તેને પોતાનાં ઘરમાં આવતો જતો બી તદન બંધ કીધો હતો, જેથી તેવા એક સગાની આ હસવાજેવી ભેટ ભીખાજીબા સાચવી રાખવાનું ફકત અનકાથીજ બોલતા હતા.

"બાવાજી," અદીએ હવે પથરાની વાતપર પાણી રેડી પોતાની મતલબની એક નવી વાત છેડી, "બાવાજી, મને હવે એ પુનાની સ્કુલમાં નથી જવા ગમતું. તમારે ગમે ત્યાં મને મુકો, નહીં તો ઉઠારી લેઓ—"

"ઉઠારી લેઉં ? અરે વાહરે !" ભીખાજીબા ખુરસીમાં ચમકી ઉઠયા; "ખાધું પેટ ભરીને ! જા જા, હારમાર થઇને મરશે. મોટો થશે ત્યારે એ આજના દાહરા યાદ કરશે, ને નીશાલમાં સુખી ઉતો એમ ધારશે. મારી નીશાલના દાહારાઓને તો હું રોજ યાદ કરૂંચ."

"હા, પણ તમે કંઇ માણેકજી માસ્તરને હાથના ફટાફટ ફટકા નથી ખાધેલાની ?" અદીએ મોંપરના થોબરા સમેત ચુકવ્યું.

"નીશાલે જવાનું દુઃખ હોયજ નહીં," ભીખાજીબાએ ભાશાણુ પાછું ચલાવ્યું; "લે ની, હું આજે બુઢો થઈ ગીયોચ પણ હું હજી બી—આજે બી ઇચ્છુંચ કે હું પાછો તારા જેવોજ એક નાહલો છોકરો થાઉં, કે જેથી મને મારા નિશાલના દહારા પાછા મલે !"

પણ અરે ગજબ પર ગજબ ને તેની પર બી ગજબ ! ભીખાજીબા હજી તો એ ઇચ્છા પુરી જાહેર કરી રહયા નહીં તેટલાં તેવણુનાં આંગમાં કાંઇક ખેંચાણ થયું, ને તેઓને લાગ્યું કે જે ખુરસીમાં તેઓ સગવડ ને સુખથી અલેટાયલા હતા તે એકાએક ઘણી મોટી થઇ ગઇ !! એ શું ?

પણ એ વાતપર તેઓએ તુરત ધ્યાંન આપ્યું નહીં. તે કાંઇ ખાલી ખ્યાલ સમજી પોતાનું ડાહપણ ડોળવાનું હજી તેઓએ તો નભરવસપણે જારીજ રાખ્યું.

"નખ્ખોદગીયાને સ્કુલને નામે દુ:ખેચ ! હું જો તારા જેટલો છોકરો હતે તો——પણ એ ઘેલા ગાંડાની કાંની એટલો હસી શાંનો મરેચ રે, હેં ?"

અને ખરેખર અદી જે પેહેલાં ગભરાયલો જણાયો તે હવે એટલો બેઅખત્યાર હસતો હતો કે પોતાનો મોભો ભુલી જઇ તેનો દીકરો એટલો બેઅંદાજ તેની હજુરમાં આજે પેહલી વાર હસવાની હીંમત કરે તે આપણા ભીખાજીબાને જેટલું અચરતીભરેલું તેટલુંજ ગુસ્સો પેદા કરનારૂં લાગ્યું !

અદીએ બોલવા માંગ્યું ! પણ બોલાયું નહીં—એટલો તે હસતો હતો ! "બાવાજી, તમોને તમારામાં કાંઇ ફેરફાર નહીં લાગતો ? મારૂં તો હસતાં હસતાં પેટ બી દુ:ખી આયું !"—અને તે હજી હસતો હતો.

"બાહેર જા ઓરડામાંથી," ભીખાજીબાએ પોકાર મારયો, કેમકે તેને એ રવેસે હસતો જોવાથી હવે તેવણુના ભીંગ ફરી ગયાં; "નીકલ, કાલું કર, તું મુવો સુધરતો !"

પણ આજે પેહેલીજ વાર અદી તેઓને નાતાબેદાર થયો. તે હીલ્યો બી નહીં, પણ હસ્યાજ કીધો ! "જરા જઇને આરસીમાં તો જોવો, બાવાજી ?" અંતે તેણે ધુમ હસતાં હસતાં જેમ તેમ સુચવ્યું.

આરસીના મોટા તખ્તાઓ ઓરડામાં ફરતા ગોઠવેલા હતા, ને તેથી તે માંહેલા એક તરફ ભીખાજીબા સરેસ્તાના રોબ ને ઠેકા- ભર ચાલ્યા. તેઓ મરજી ઉપરાંત તે તરફ ગયા. તેઓને લાગ્યું કે યાતો તેઓની અલેચાની ટોપીની કોરબોર વલી ગઇ હશે, કે નહીં તો તેવણનાં મોંપર મેસ બેસ લાગી હશે, ને તેનું તે દેવને એટલું હસવું આવતું હશે, વાસ્તે શું છે તે જોઇને તે લુચ્છાને ઝપેટી કાઢવાના ઠરાવથી તેઓ આરસી ભણી ગયા.

પણ શો ગજબ !

ભીખાજીબાએ આરસીમાં ડોકાવ્યું ને તેમાં અદીની સબી જોઈ ફરીને પછવાડે જોયું. અદી તો હતો ત્યાંજ આરસીથી દુર ખુંણામાંજ ઉભો રહી હજી ઘેલાં ધરણની પેઠે હસ્યા કરતો હતો, એટલે વળી પાછું ભીખાજીબાએ આરસીમાં જોયું તો ભીખાજીબાને બદલે પાછો અદી અને અદીજ !

ત્યારે પણ—ભીખાજીબા મનમાં તકરાર કરવા લાગ્યા કે—તેવણ ભીખાજીબા પોતે કયાં ગુમ થઈ ગયા ? તેઓએ આરસીની ડાબી સાઇડે જઇને જોયું તો અદી—જમની સાઇડે જઇને જોયું તો અદી—વાંકા વલ્યા તો અદી—ઉભા થયા તોબી અદીજ !!

પણ વળી વધારે તો શું કે જો ભીખાજીબા ચાલતા તો આ- રસીમાંનો અદી બી ચાલતો—ભીખાજીબા હાથ હીલવતા તો આર- સીમાંનો અદી બી હીલવતો; ટુંકમાં, પ્રીય વાંચનાર, તું માનશે નહીં, પણ કોઇ દાહડે કાંને સાંભળેલું નહીં ને નજરે જોયલું નહીં તે ત્યાં ખરેખર બન્યું કે ભીખાજીબા ફેરવાઇને બીલકુલ રગેરગ ને સુરતેસુરત અદી બની ગયા ! ! ! ! !

પણ તે કેમ બન્યું ?

તે પેલા કમબખ્ત પથ્થરના પ્રતાપે બન્યું ! ભોગ બચારા ભી-

બાજીબાના તે મજકુર પથ્થર કોઈ જાદુબાજ ચીનાનો મંત્રેલો હતો, ને તે પથ્થરની ખુબી ખાંમી જાંણ્યા વગર અદીનો મામો તેને એક સાદી નવાઈ તરીકે અહીં આપી ગયો હતો.

તે પથ્થરની ખુબી ફકત એકજ હતી, ને તે એ કે તે હાથમાં રાખી એક આસામી **એકજ વાર** જે ઇચ્છે તે તાબરતોબ થાય,— ફરી ઇચ્છે તે નહીં બને : અને ભીખાજીએ અજાંણુ ભોલાઇમાં તે પથરો હાથમાં રાખી તેનું પાપ જાંણ્યા વગર ઉપર લખવા પ્રમાણે ઇચ્છિયું હતું કે:—

"હું હજી બી—આજે બી ઇચ્છું છું કે હું પાછો તારાજ જેવો એક નાથલો છોકરો થાઉં કે જેથી મને નીશાલના દહાડા પાછા મલે!"

ગરીબ—ગરીબ બચારા ભોળા ભીખાજીબા ! મોટે મોંઢે જ્યારે તેઓએ એ ઘેલી ઇચ્છા કીધી ત્યારે તેઓને સ્વપને બી નહીં હતું કે પોતાના દીકરાને વાસ્તે શીખામણને અર્થે માંગેલું તેઓ પોતે તુરત મેલવશે; પણ જ્યારે તેઓને આરસીમાં પોતાની સુરત નહીં મલી ત્યારે તેઓને જે બેશુમાર ગભરાત થયો તે લખવા કરતાં વિચારવો સેહેલ છે. તેઓના સફેદ ઠેબીયા કે કુમલાયલો કરમાયલો કરચલીવાલો ચેહેરો, કે સફેદ મુછ કે અલેચાની ટોપી કશું હતું નહીં—તેઓ તો અદી સ્કુલ જવા તૈયાર ઉભો હતો તેજ રવેસે કાલા ડગલા પાટલુન ને દુગદુગ્યા ફેંટા સાથે વગર દહાડી મુછના અરદેશર બની ગયા હતા !!

ગજબ થયો !

"બોલરે દુકતા," તેઓએ ગભરાતથી રગેરગ ધ્રુજતાં કહયું, "તેં આએ આરસી સાથ કંઈ ચેરાં કારયાંચ કે તું મારામાં કંઈ ફેરફાર જુએચ ?"

"અરે પણ હવે ત્યારે તમોને હું બાવા કેહું કે નહીં ?" અદી

કે જેનું હસવાનું હજી પુરૂં થયું ન હતું તેણે ગુંગલાતા સાહદે પુછ્યું; "તમે તો મારા જેવા અરદેશર થઈ ગીયા ! જોવો આવો, આરસીમાં આપરે બેઉ સાથે ઉભા રહીએ !"

તેઓ બેઉ સાથે ઉભા રહયા.

"ખરેખર આએ તો સરખેસરખા બરોબર એકજ ઢપના બે અરદેશર !" અદીએ કલેજાં પકડીને હસતાં કહયું; "ઉભા રેહો હું નાંજાંને તેડી લાઉં."—ને તે જતો હતો.

"નહીં, નહીં, થોભ દીકરા," ભીખાજીબાએ ઘણા ગભરાઇને હવે તુરત નરમ પડી જઈ કહયું, "ખોદાને ખાતર થોભ ને મને કેહ કે એ કેમ થયું ?"

"હું કંઈ કહી શકતો નહીં, બાવાજી," અદીએ ખોલાસો કીધો; "હું નહીં જાણતો કે તમો પોતે તમેજ છેઓ કે તમે કોઇ બીજા છેઓ, કે તમે હું પોતે છેઓ !"

"ગધ્ધા, હું બીજો કેમ હોવું ?" તેઓએ પોકાર મારીને કહ્યું. "મારા ચેહેરામાં ફેરફાર થયોચ એ ખરૂં, મારાં કદમાં કંઇ ઘોંટાલો થયોચ તે બી ખરૂં, ને મારા સાંબે એ કંઇ ભયંકાર કાવત્રું થયુંચ તે બી ખરૂં, પણ હું ભીત્તરે તો આગલ ઉતો તેવોજ બુઢો કમતાકાત અને નબલો છેઉં. પણ વારૂ, મને કહે તો ખરો કે એ એકાએક કેમ થયું ?"

"હું તો ધારૂંચ, બાવાજી, કે તમારા હાથમાંના પેલા મામાજીના પથ્થરે એ કંઇ ગોંટાલો કીધો," અદીએ ધુમ રમુજ પામીને ખોલાસો કીધો. "જોતા નહીં ? જ્યાં છે ત્યાં આ પથ્થરમાં જાદુ છે. તમો એ પથરો હાથમાં રાખીને બોલ્યા કે હું ઇચ્છુંચ કે હું તારા જેવો છોકરો થાઉં," અને તરતજ તેમ થઇ ગીયું ! પણ

બધું તો રહ્યું, બાવાજી, પણ તમે આવે અવતારે હવે ઑફીસમાં કેમ જશો? તેના કરતાં તો ચાલો મારી સાથે સ્કુલેજ; ત્યાં પોરીયાઓને ધભા મારવાની ને ધભા ખાવાની તમે સાથે હોશો તો ખુબ મજા પરશે. મારા સમ, આવો?"

"મુંગો મર, નાપાક," ભીખાજીબાએ ગગડાત કીધો. "અંદરખાનેથી મારા જેવો બુઢો હું તારી સાથે સ્કુલમાં આવીને શું મારૂં માથું ફોરૂં? નખ્ખોદ જાય તારૂં! સુતેલો સેતાંન જગાડયો, અને નાહેક મને આએ આફતમાં લાવી નાખ્યો!"—અને ગરીબ બીચારા ભીખાજીબાનો ગભરાત જોવા જોગ થઇ પડયો.

"હું ધારૂંચ જે એ પથરો તમો હાથમાં રાખીને પાછા આગલ જેવા થવા માંગશો તો થઇ શકશો ખરા," હુલડ અદુએ પોતાની નાદાંન અક્કલે સુચવ્યું, અને તેના જનમમાં પેહેલીજ વાર તેના બાપને આજે તેનું બોલવાનું ગમ્યું, અને તે અકકલ સુજાડવા ખાતર તેણે તેને હરખથી પેટમાં ચાંપ્યો.

તે પછી તે ખુંણામાં ગયો, અને તે પથરો હાથમાં લઇ બોલવા માંડયું—"હું ઇચ્છુંચ કે હું અસલ જેવો થાઉં," "હું ઇચ્છુંચ છું કે હું પા કલાકની વાત ઉપર ઉતો તેવો પાછો થઈ જાઉં!"—પણ તેમાંનું કશું થયું નહીં!

ભીખાજીબાનો ગભરાત વધતો ગયો! તેઓએ તે પથરો આડો પકડી જોયો ને ઇચ્છયું, ઉંભો પકડી જોઇ ઇચ્છયું, સીધો પકડી જોયો ને ઇચ્છયું, ઇચ્છવાની એબારતમાં તહરેવાર ફેરફારો કરી જોઇને ઇચ્છયું, પણ કાંઇ—કાંઇજ વળ્યું નહીં! તેઓએ પથરો ડાબા હાથમાં પકડી જોઇને ઇચ્છયું, જમના હાથમાં પકડી જોઇને ઇચ્છયું, બેસીને ઇચ્છિયું, ઉઠીને ઇચ્છયું, સુઇને ઇચ્છયું, અને છેલ્લે ખુરસીપર ઉભા થઇને વટીક ઇચ્છયું, પણ ગરીબ બીચારા ભીખાજીબાનાં

દુ:ખનો નિવેડો આવ્યો નહીં. તેઓ તેવાજ છોકરવન અને બચ્ચાં સહી બની રહયા !

"નખોદ વરી ગીયું!" તેઓએ ઘણુંજ દુ:ખથી બેજાર અને નાસીપાસ થઇ કહ્યું; "એવું તો કોઇ દહારો સાંભરયુંતું બી નહીં. નહીં તો દાકટરને તેરીને તેની સલાહ લેઉં? પણ સત્યાનાશ-ગીયો તે બી હસશે કે દવા કરશે? તેને દવા સુજ્જ નથી પરવાની! ત્યારે હવે કેમ કરૂં? બીજા અરધા કલાકમાં તો હું અરધો દેવાનો બની જવશ!"—અને તેઓ ગભરાતમાં ઓરડામાં એમથી તેમ દોડવા લાગ્યા.

તેઓની ખાત્રી થઈ કે તે દોજખી પથરામાં કાંઈ જાદુ હતું ખરૂં, પણ તે ફકત એકજ ઇચ્છા માટે લાગુ થઇ શકતું હતું. આ ઉપરથી તેઓને એક બીજો વિચાર સુજ્યો. જો અદીના હાથમાં તે પથરો આપવામાં આવે, અને તે પોરીયો જો તેઓને પાછા બુઢા કરવા ઇચ્છે તો કામ સરે ખરૂં. એટલાવાસ્તે તેવણે અદીને ઘણો લાડકો કરીને અને હજાર ખુશામતો કરીને તે પથરો આપ્યો, અને પોતાને પાછો બુઢો બનાવી મેલવા માંગી લીધું.

હવે અદીએ તે પથરો લીધો, અને લગાર ઘચુપચુ દીલે ધીલ કીધી. આથી ભીખાજીબાનો કાંદો પાછો ખીલી ગયો. "કેમ દુકતા, તું ધીલ કેમ કરેચરે?" તેઓએ ઘણા ચીરડાઇને કહ્યું; "તું શું કંઈ એમ સમજેચ કે હું તારા જેટલો નાનો પોરીયો થયો તેથી તારાપરનો મારો બાપ તરીકેનો આંકોશ બી જતો રહયો? હું હોકમ કરૂંચ કે મેં કહ્યું તે એકદમ કર!"

"પણ હવે તમે કંઈ મારા બાપ જેવા લાગતા નથી?" અદીએ બચાવ કીધો. "તમારા સાદમાં ને મારા સાદમાં વટીક જરા બી ફેર નથી, ત્યારે હવે વરી તમારો હોકમ તે શાંનો ચાલે?—

પણુ વારૂં હું એમ પુછું કે તમોને હું પાછા બુઢા બનાઉં તો તમો તો મને પાછો સ્કુલમાંજ કાહારો કેની ?"

"અલબત, અલબત, ઇસકોલમાં નહીં તો ?" ભીખાજીબાએ પોતાની અસલી ચીરડાઉ ઢપે પણુ નવા નઔજુવાન સાદે પાછી લાહેરી મારીને કહ્યું.

"ત્યારે તો ઠીક છે," અદીએ કહ્યું. "હમારે ઇસકોલમાં જવું નથી ને તમોને બુઢા બનાવવા નથી. તે કરતાં હુંજ તમારા જેવો બુઢો થઇ જાઉંની !"

"આએ પોરીયો દેવાનો થયોચ," ભીખાજીબાએ હવે અતી ઘણુા ગભરાતમાં ચીસ પાડીને કહ્યું; "ખોદા વાસ્તે એવો છેક ઘોંટાલો વધાર ના."

"પણુ તાહરે આપરી ખરી વાત કોઇ જાંણુવા આવવાનુંજ નથી," અદીએ રીકજીક કીધી. "તમોને હંમેશની પેઠે બધાં અદી સમજશે, અને મને હંમેશની પેઠે બધાં ભીખાજી સમજશે!"

"પણુ ગધ્ધા, તેથી કામ કેમ ચાલશે ?" ભીખાજીબાએ જોશમાં આવી જીકકર કીધી. "તું મારી ઑફીસમાં કેમ જશે ને હું તારી ઇસ્કોલમાં કેમ જવશ ? લાવ મારો પથર પાછો અત્તરઘરી !"

પણુ તેટલાં તો અદીએ ઇચ્છી લીધું !! "હું ઇચ્છુંચ," તેણે કહ્યું, "કે મારા બાવા પા કલાકની વાત પર ઉતા તેવો હું બુઢો થઈ જાઉં !"— અને ભીખાજીબાએ ફાટફાટ થતી છાતીએ અને નીકલી પડતા ડોલાએ જોયું કે ખરેખર તેમ થયું ! અદી ભીખાજીબા થયો ! તેવોજ બુઢો, તેવોજ કાવલો, તેવોજ થેબીયા અને મુછવાલો, તેવાજ અવાજનો !!! જમાનાની એક નહી માન્યામાં આવે એવી નવાઈ—અકકલમાં નહી આવે તેવો પણુ ખરેખરો બનેલો બનાવ બન્યો કે દીકરો બાપ થયો, અને બાપ તે દીકરાનો દીકરો થયો !

હવે ઘોંટાલો વધ્યો, અને તે ઘોંટાલા સાથે ગરીબ બીચારા ભીખાજીબાની જેહમતો જારી થતાં તેઓની એ દુખઃદાયક કાંહાંણીનું અત્રે મંડાણ થાય છે.

---

## પ્રકરણ ૩ જું.

## બાપનો બેટો ને બેટાનો બાપ !

"હવે હું તમોને બાવાજી કેહું કે દીકરાજી કેહું ?" લુચ્ચા અદીએ પોતાના બુજોર્ગ બાપનું રૂપ ધારણ કીધા કેડે ખુશ ખુશ થઇ જઈ પુછ્યું; "ચાલો, હવે ગભરાયા ના કરો. એ તો ઓર બી વધારે સારૂં થયું. આપરે બેઉ અરદેશર રેહવાથી બે અદી થતે તો ઘોંટાલો વધી જતે, કેમકે જો આપરે બે ઇસ્કોલમાં સાથે જતે તો માસ્તર ને પોરયાઓ બધા ગુંચવાતે, ને વરી તમારી આપીસ વા પર વખાતી થતે, તે કરતાં તો આએ ઠીકજ થયું કેની ? તમોને જાંણે ઇસ્કોલની ફકર ચીંતા નથી તે હવે ઇસ્કોલે જાઓ, ને હું હવે તમારો બાવો થઇને તમારી આપીસ ને આપરૂં ઘેર તપાસસ."—અને તે હરખથી આખે ઓરડે કુદકરા મારવા પડયો, કેમકે વાંચનારે ધ્યાંનમાં રાખવા જરૂર છે કે તેનો સઘળો દેખાવ ને અવાજ તેના બુઢા બાપ જેવો થયો હતો, પણ ભીતરે તેનો જીવ તો જેવો ને તેવોજ છોકરવન, જવાંન, ઉછાછલો અને અટકચાલો હતો.

કમનસીબ ભીખાજીબા! તેવણુનો તોફાંણી પોરયો ઉપલું હંબગ તેવણુને સમજાવતો હતો ત્યારે તેવણુને એવું લાગ્યું કે તેમનાં એવાં છોકરવન જીવતરે જીવવા કરતાં તો જમીન ફાટીને તેમને ગળી જાય તો પરવડે, પણ કમબખ્ત જમીન કાંઇ ફાટી નહી ને નખોદગીયા તેવણુ ગરક બી કાંઇ ગયા નહીં!

તેવણુ આ નહી ધારેલી આફતના એતેફાક લકબે અકસ્માતથી

એવા તો ગભરાઇને ફીકકાફ્ક મારી ગયા કે શું બોલવું તે બી તેવણુને સુજ્યું નહી. કયાંથી સુજે ? તે બીચારા ધ્રુજવા પડયા કે હવે અદીને સૌ ભીખાજી સમજશે ને તેવણુને અદી સમજશે તો તેવણુનું થશે શું ? તેવણુ લોકને કદાચ સમજાવશે બી કે તેવણુ અવલ ને અસલ ભીખાજીબા છે, પણુ તેથી તેવણુનું માનશે કોણુ ? કોઇને કેહવા બી જાય તો કોઇ યાતો તેવણુને દીવાના સમજી દીવાનાશાળામાં ધકેલાવી દેવા માંગે, કે યાતો ઠોલઠબરાક કરી હાંકી મેલે !

"ઉભો રેહ બચ્ચાજી," ભીખાજીબાએ ઘણાજ ગુસ્સાથી ઉકલતી છાતીએ જેમ તેમ જબાંનપર અમલ મેલની ઘણે વારે કહ્યું; "તું ઉંભો રેહ, તું બુઢો તો બુઢો પણુ તોબી હું તુંને માણેકજી મારતરને તાર કરી કરી તેડાવીને ઇસ્કોલે ચાંપુચ."

"અરે હવે ચાંપ્યા ચાંપ્યા!" અદીએ તીરસ્કારથી—ફત્તેહની ગરૂરીથી હસીને કહ્યું. "તે રાઇના પાર તો રાતે વહી ગીયા, અરદેશરજી. મને ઇસ્કોલમાં ચાંપવાનો તમો મારતરપર તાર કરો તે આગમચ તો તમે ઇસ્કોલને અરધે રસ્તે પોંહોંચી જશો."—અને એટલામાં બાહેર ગાડી આવી ઉભી તેનો અવાજ થયો, ને બીજીજ પલે જીવણાએ બાહેરથી પોકાર મારયો કે "અદેછર છેટ, એ આ ગારી આવેલી !"

"લે ચાલો વેકા," અદીએ હવે ખરાં દીલથી પાપ પતાવાની ઉતાવલ કરી; "પેલો મેં ઇસ્તાંનપર કોઠરો મુકયો છે તે લઇને ચાલતી પકરો."

ભીખાજીબાએ હવે જોયું કે આએ તો મોહોકાંણુ વધતીજ જાય છે, એટલે જાંણે અદી એ બધું મશકરીમાં બોલતો હોય ને તેવણુ તે મશકેરી સમજતા હોય તેમ—જોકે અંદરથી તેવણુનું કલેજું ને હોજરૂં બેઉ બલીને બે પડ થઇ ગયું હતું તોબી—બાહેરથી ખડખડ હસી કહ્યું, "લુચ્ચા ચોર, તું તારા ઢોંગ નહી મુકતોની ? બેટીબાપ મારી સાથે એવા ઢોંગ છાજે ? ચાલ, ડાહયો થા ને જા ઇસ્કોલમાં."

"હેં, લે, જોજે હું: ને?" અદી છછણી પડયો; "હવે ગુપચુપ જવુંચ કે જીવણાને તેરીને કેહું કે પેલા પાસેના હોરમજજી હાટલવારાની ભોંણા ભરવાની મોટી ભેંસ જેવી ફાલતુ પાંટીઓ છે તેમાંથી એક લાવી તેમા બેસારીને તમોને ઉંચકી લઇ જાય? ને જોવો તપાસીને ચાલજો," હવે તેનો વારો આવતાં તેણે પોતાના બાપનાજ બોલ બાપનાં મોંહમાં મારયા, "નહી તો તમારા માસ્તરને તમોને જોરબંધ માર મારીને સુધારવાની મને અખત્યારી આપવી પરશે!"

એવામાં જીવણો "મોટા છેટ" થી બીહીતો બીહીતો અંદર આવ્યો, ને લાગલો ભીખાજીઆ પાસે જઇને બોલ્યો, "લે સાલો અદેછરજી, ગારી ખોટી થાતી સે."

"પાસેના તબેલામાંથી ગારી જોરાવીને લાવવાની તેમાં એટલો વાર કેમ લાગોરે, ડુકકર?" અદી (નવા ભીખાજીઆ)એ પોતાના બાપનાજ અસલી રોબથી ગરબડ કીધી.

"નહીજી છાબ, તે સેને ભાણ્યો કેહજે વખત ઘણો સે," જીવણાએ બચાવ કીધો.

"લે, ચાલ, અદી વખત ના બોહ," તે પોરયાએ પોતાના બાપને કહ્યું; "જા, માસ્તરને સલાંમ કેહજે ને તપાસીને ચાલજે."—

અને ભીખાજી જેવણુ આ નહીં વકી રાખેલી જાસ્તીથી ઘુવડ જેવા ઉભા રહી અદી તરફથી જીવણાને ને જીવણા તરફથી અદીને તકતક ટીકયા કરતા હતા તેનો હાથ પકડી તે પોતે ઘસડી ભસડીને ગાડી તરફ લઈ ગયો!

અરે, અરે! ભોલા ભીખાજીઆએ ઘણું બી ચાહ્યું કે તેઓ બાંગે બુલંદ અદીને ઠગારો જાહેર કરી—પોતાનાં માણસોને અને પોતાની વડી બેટીને બોલાવી પોતાપરની આફત કહી દે, પણ તે આફત એવી જાલેમ હતી કે તેવણને જાંણે તેણે મીનનાં પુતલાં જેવા

બનાવી દીધા, ને તેવણે જે બોલવા માગ્યું તે બોલો તેવણનાં ગલાંમાં ખુંટી બેઠા!

એમજ થાય છે. હંમેશ ઘણા ગભરાત અથવા ઘણી ધાસ્તીની વખતે એજ પરીણામ નીપજે છે. તમે ગમે એવું ચાહો કે શોહોર મચાવી સારાં શેહેરની મદદ મેલવો, ત્યારે તમારૂં દુઃખ અથવા તમારી ધાસ્તી તમારી પડોસમાં અથવા પાસાંમાં બેઠેલાંને વટીક તમે જાહેર કરી શકતાં નથી! તમારી જીભ તાલવાંસે ચીવટ ચોંટી બેસે છે, ને તમારા હાથ પગ તેઓની ફરજ બજાવવાના સાફ અખાડા કરે છે.

ભીખાજીબાનો બરાબર તેજ હાલ થયો. તેવણુ એક મીનનું પુતલું બનાવેલું હોય તેમ અદીએ ચલાવ્યા તો ચાલ્યા, ને ભાણ્યાએ બારણું ઉઘાડી ગાડીમાં બેસાડયા તો સુના સાવજ જેવા તેમાં બી બેઠા, કે પછી જીવણાએ કોથળો ગાડીમાં મુકયો, ને ગાડી બોરીબંદરનાં સ્ટેશનપર જવા ઉપડી ગઇ!

## પ્રકરણ ૪ થું.

## માહાલક્ષ્મીથી બોરીબંદર.

ભીખાજીબા જાગતા હતા કે ઉંઘતા? જીવતા હતા કે મુવેલા?

જે બેખબરીની બેભાંનીમાં તેઓ ગરક ગયા હતા તે ગાડીમાં બેઠા પછી બી ઘણો વાર સુધી જારી રહી, અને પછી જાંણે ખાબમાંથી બેદાર થતા હોય તેમ રફતે રફતે પોતાની હાલત માટે હોસ્યાર થતા ગયા—અને હોસ્યાર થયા પછી તેઓ મનમાં ને મનમાં હસી પડયા. તેઓને તેઓના બાબમાં છેલ્લા અરધા કલાલના આરસામાં બની ગયલા બનાવો એવા તો અસંભવીત અને બચ્ચાંસહી લાગ્યા કે તે તેઓની અક્કલ કબુલ કરી શકી નહીં, અને પોતે સ્વપનો જોઇ ઉઠયા હતા એમ તેઓને ભાસ થવાથી તેઓ હસી પડયા.

પણ સ્વપનો શાંનો—તેઓના બાપનાં કપાલનો? તેવણે આંખ ચોલીને જોયું કે તેવણનાં મોંપરની સફેદ મુછ કે લીટીદાર થેબ્યા કાંઇ હતું નહી; તેવણે જોયું કે તેવણ કાંઇ ઘરમાં નહીં હતા પણ પોતાની ગાડીમાં હતા, ને ગાડીમાં બી ગઇ કાલે બેઠા હતા ત્યારે જેટલી જગ્યા રોકી હતી તેની અરધી જગામાં આજે તો માઇ ગયા હતા. વળી તેઓએ જોયું કે તેઓ માથે શેરીયા જેવું પાઘરૂં પેહેડતા હતા તેને બદલે હમણાં તો ફેંટાનું એક દુગદુગ્યું હતું, ને તે બી વળી બચ્ચાં પેહેડે તે ભપકાદાર સ્કાર્ફનો ફેંટો હતો. તે ફેંટો પોતે આવા બુજોગં થઇને પેહેડેલો જોઇને તેઓ શરમાઇ ગયા. વળી તેથી વધારે–તેવણે જોયું કે તેવણ ચુંઇની ડગલી ને હંમેશ બાહેર જાય ત્યારે લાલ પાજની ઇજાર પેહેડનારા તેને બદલે તેઓ આજે ચેડા જેવા એસકી ડગલો પાટલુન ને પગમાં જોડાને બદલે વેલાતી વારનીસનાં બુટ પેહડી નીકળ્યા હતા!

અને એ બધી શાહદતો છતાં બી શું તેઓ એમ માને કે તેઓ સ્વપ્નો જોઇ ઉઠયા? મનાયજ કેમ! તેવણે ફેંટો કાઢયો તો ઉંચા અલેચાની પાયલી ચોખા માય એવી ઉંડી ટોપીને બદલે ફુલા-વાર મખમલની ટોપી ને છોલેલા બોકંડા જેવાં તેવણનાં હમેશનાં બોરેલાં માથાંને બદલે મજેહના કાલા બાલથી ભરાયલું માથું, ને વળી વચ્ચેથી સરખો સેંટો પાડેલો–ને તોબી સ્વપ્નો હોય?

એ સઘળી સંતાપજનક શાહદતોથી ખરી બીના વિશે તેઓની ખાત્રી થઇ, અને તેઓનો ગભરાત પાછો શરૂ થયો. તેઓને ડ્રાઈ-ગરૂમ માંહેલો સઘળો દેખાવ યાદ આવ્યો, અને હવે એ આફતમાંથી છુટા કેમ થવું તે વિશે તેવણે ઉપાય યોજવા માંડયા. "મારે ધીરો થવું જોઇએ," તેવણ ધુજતા હોઠો વડે અરધું મોટે અરધું મનસે બોલ્યા; "ગભરાતમાં ગભરાત ઉમેરી કામ વધારે બેહેકાવવું નહીં. બાણ્યો મારોજ ઘોડાવાલો છે કેની? હું એને હોકમ કરૂં કે ગાડી

પાછી ફેરવે.—" અને તેવણે હોકમ કીધો. "સબુર કર હે દેકાંણી," તેઓએ કહ્યું; " ગાડી અત્તર ઘડી ઘેર પાછી ફેરવ."

પણ ભાંણ્યો તો જાંણે ભાંગ પીને ગાડી હાંકવા બેઠો હતો! ગાડીમાં ટીંગાઇને તેવણે ભાણ્યાને ગમે એટલું ઘાંટુ તોડીને હાંક મારી પણ તેણે જવાબ દીધો નહીં. તેને સારી રવેસે રોશન હતું કે 'અદેછરને ધ્રાછકોલને નામે ફીકર થતું હતું,' તો વળી તે ગાડી પાછી ફેરવીને કડક ભીખાજીબાના ગુસ્સાનો કાંય નાહેક ભોગ થઈ પડે વારૂં ?

ભીખાજીબા બારણું ઉઘાડી કુદી બી મારતે, પણ સત્યાનાશગીઓ ભાંણ્યો ગાડી એટલી જોસમાં હાંકતો હતો કે તેમ કરવાને તેઓની હીંમત ચાલી શકી નહીં તેઓ દેખાવે અરદેશર હતા, પણ ભીત્તરે તો સાહાઠ વરસના બુઢાખખ નાકૌવત ભીખાજીબાજ હતા ની?

અંતે તેઓ થાકીને પાછા ગાડીમાં પડયા! તેઓએ મનમાં નક્કી કીધું કે સ્ટેશનપર પોંહોંચ્યા પછીજ ભણ્યાને ખરી વાત કહી દઇશું, અને તેને સમજાવીને ઘેર પાછા જઇશું.

તેવણે ગાડીમાં નીસોસ થઈ પડયા પછી નીરાંતે રડવા ગજવાંમાંથી રૂમાલ કાઢવા હાથ નાખ્યો, તો ઓ બાપરે! તેવણનો અશો જીવ કેવો કમકમ્યો! ગજવાંમાંથી નીખ્યો, લખોટા, અને પેપરમીટ નીકલી! વળી પુનાની રીટર્ન ટીકીટ ને પેલા તેવણે અદીને પાંચ રૂપીઆ આપ્યા હતા તે પણ બરાબર હતા. તેવણે નીખ્યો, લખોટા, પેપરમીટ વગેરે તો ઘણાજ ધીકારથી ફેંકી દીધું, ને બાકીનું તુરત વેલા ગજવાંમાં રેહવા દીધું. એ ઉપરાંત બીજાં ગજવાંમાં પેનસીલ, બરાં, પેન, કુઇલ ને સ્ટીલપેનના તો ભારા ભરેલા હતા, ને તેની ખબર તો જ્યારે આડાતીડા થતા બચારા ભીખાજીબાને એક અદેખી પડેલી સ્ટીલપેન ભચ દઇને જાંગમાં અરધી બોકાઇ ગઈ ત્યારેજ પડી!

અંતે બોરીબંદરનું સ્ટેશન આવ્યું અને ગાડી ઉભી કે તરત ભીખાજીબા કુદીને ઉતરી પડયા. "કેમરે લુચ્છા," તેઓએ ઘણો ગુસ્સો કરી ભાણ્યાને કહ્યું, "મેં 'સબર—સબર'ની બુમો પારી તે તારા કાન ફુટી ગીઆતા કે?"

"તે તમે તો જેરે ઇછકોલે જાઓ તેરે એમજ કરતા સે," ભાણ્યાએ બી દમમાંજ કહ્યું. "ગેઈ ફેરા સુટ્ટી પસી તમોને ઇક્કા હાંકી લાવેલો, ને તમે કીધેલું જે પેટમાં દુઃખેસ તે હું ડાહયો ઠઇને તમોને પાસો લઇ ગીએલો, તેરે મોટા છેટે મારા છાથે થોરો દવારો કરેલો જે?"

"અરે પણ દેવાના, ત્યારે તું હજી મને બરાબર ઓરખી શકયો નથી!" ભીખાજીબાએ કગલીને કહ્યું.

"લે જોજે હ઼ં: ને?" ભાણ્યાએ ધુમ હસીને કહયું; "કે જે ઓરખતો નથી સે! મોટા છેટની સાકરીમાં હું રીઓ તેરે તો તમે પાંસ વરછના બી ની ઉતા ને?"

ભીખાજીબાએ જોયું કે ભાણ્યા જેવા એક ગમારની સાથે રકજીક કરી તેને સમજાવાની કોશેશ કરવી કે તેઓ ભીખાજીબા પોતેજ છે તે પથ્થર ઉપર પાણી રેડવા સરખું હતું, ને તેથી તેવણે તેને સમજાવીને અરદેશર તરીકેજ કહ્યું કે "હું ઘેર કાંઇ અગતનું વીસરી આયોચ વાસ્તે મને પાછો હાંકી જા."

"અરે હવે બછ બછ બછ, માંથું છું ખાતો સે," ભાણ્યાનાં ભીંગ ફરી ગયાં; "લેઓ, આય છીલેટ ચોપરીઓનો કોથરો લેઓ."—ને તેણે ભચડીને તે કોથરો તે સાહાઠ વરસના બુજોર્ગ ડોસાના હાથમાં આપ્યો, ને ભીખાજીબાએ તેને થોબાડવાને ઘણું બી કીધું ને કહ્યું તોબી તે તેઓપર ધ્યાંન આપ્યા વગર ત્યાંથી ગાડી ફેરવીને હાંકી ગયો.

# પ્રકરણ ૫ મું

## સ્ટેશન ઉપર.

ગરીબ બચારા ભીખાજીબા! હાથમાં કોથળાનો બોજો લેઇને એમથી તેમ ભાડુતી ગાડી જોવા ત્યાં રસ્તા ઉપર ફરયા, પણ ત્યાં તેઓનાં કમનસીબે તે દાહડે તે વખતે એક પણ ગાડી હતી નહીં. તેઓ તે કોથળો ફેંકી દેતે, પણ આજ ને આજ ઘેર જઇ, તેજ કોથળો આપી તેઓ તેમના તે નારવા દુકતાને પાછો જબરીથી સ્કુલે ઢકેલી આપવાનો એરાદો રાખતા હતા, વાસ્તે તેમ કરવાને તેઓનો જીવ ચાલ્યો નહીં.

મેલ ટ્રેનનો વખત થવા આવ્યો હતો એટલે સ્ટેશનપર તો ધમાલ હતી, અને તેથી ભીખાજીબા ઉમેદમાં ઉભા કે કોઇ બી ત્યાં ભાડુતી ગાડીમાં આવશે તો તેમાં બેસી જવું સેહેલ થશે.

એ રવેસે તેવણ ઉભેલા હતા તેવામાં પછવાડેથી કોઇએ આવીને તેવણની બેઉ આંખપર હાંથ ધાંકયા, ને "બેન રે બેન, જીવા ઘેંન, કોણ છેઉં, પારખ? કોણ છેઉં, પારખ?" કરયા કીધું!! આથી ભીખાજીબાનું તો પાકીને પલેઠર થઇ ગયું. એ શું બચ્ચાંનાં ચેડાં! તેવણ તો છછણીજ પડયા. "અરે હાથ કાહરી નાંખ, કોણ નાપેકાર મુવોચ?" તેવણે તે કોઇના નાધલા હાથ હતા તે આંખપરથી ખસેડી નાંખવાની કોશેશ કરતાં કહ્યું, અને તેવણે હાથ કાઢયા ત્યારે ઘણુાજ તુચ્છકારથી જોયું કે તે તો કોઇ દસ બાર વરસના ટોપીભર પોરયાએ તેવણ સાથે એવાં ઘેલાં ચેડાં કાઢવાની નહીં માફ થાય એવી સરકશી કરેલી ને છુટ લીધી હતી!

"કેમ બચ્ચા, મારા બાપની કાંની તારા સત્યાનાશગીયા ધાંખરાએ બે દહારા વધારે તુંને બી રેહવા નહીંજ દીધો કે?" તે પોરયો કે જેના હાથમાં બી બીખાજીબાની કાંની એક કોથળો હતો (ને જે અદીનીજ સ્કુલનો હતો, ને હમણાં માબાપને મલીને છુટી પુરી થવાથી

મેલમાંજ જવાનો હતો ) તેણે પુછ્યું; "તારો ધાંખરો મરે તો બચ્ચા તુંને તો તીલ્લોરી પડે હ ?"

"તું કોઇ ઘણાં મીયાં માણસનો દીકરો દેખાય છે," ભીખાજીબાએ તેવણુને પોતાને તે ગુંઠણુ જેટલા દુકતાએ આપેલાં તહરેવાર માનથી નારાજ થઈ ધુખરાયલાં છાંણાં જેવું મોં કરી કહ્યું.

"એ ઘેરથી આજે એડયાંનો જોલાબ લઇને આયોચ કે શું ?" પેલો પોરીયો જે કાંઈ નાનો ઠોલીયો હતો તેણે પુછ્યું; "એ એવું ઘુવર જેવું દાચું શાંનું કીધુંચ ? ચાલની, ત્રેન પર જઇએ ! ત્યાં આપરી ફર્સ્ટ કલાસમાં ખસરૂ ખીસકોલી, મેલ્લી મેંઢી, પેસુ ભેંસ ને માકુ ચેન સૌ બેઠેલા છે, ચાલ."

"જા, જા, જા બાપુ, મારે નથી આવવું," ભીખાજીબાએ આ દુકતાએ કહેલાં તહરેવાર નામોથી કમકમીને કહ્યું, ને તેઓ ત્યાંથી આગલ ચાલ્યા, કેમકે પોતાના દીકરાના ચદણચાઇ જેવા દોસ્તો સાથે તાહેલાં કરવાનું તેઓ પોતાના દરજાથી હલકું સમજતા હતા.

પણ તે નાધલા દેવે કાંઇ તેવણુની પુઠ મુકી નહીં. "કાંય અદી, સીક બીક છે કે શું ?" તેણે તેમની ખાંધ પર પોતાનો નાધલો હાથ વીંટાલી તે ડોસાને પાસાંમાં ખેંચી પ્યારથી પુછ્યું.

"અરે યાર, હું તુને ઓલખતો નથી, કાંય કંટાલો આપેચ ?" ભીખાજીબાએ પોતાની ખાંધપરથી તેનો હાથ ફેંકી દઇને ઘણા કંટાલાથી કહ્યું.

"હેં, તે નહીં તો રહ્યું ! લાયરી શું કરીને મરેચ !" પેલા પોરયાએ હવે સાથે લાગી એક ચોપડી કાઢીને કહ્યું—કેમકે તેને ભીખાજીબાની ( તે ધારતો હતો તે પ્રમાણે અદીની ) એ ચાલથી ઘણું અપમાન થયું. "સ્કુલથી ઘેર ગીયા ત્યાંવેર તો નસર નસર કરતોતો, ને હવે વીસરી ગીયો દેખું !"—ને તે ધીકકારથી તેઓ પાસેથી હવે ચાલી ગયો.

એજ વખતે ત્યાં એક ભાડુતી ગાડી આવી ને તેમાંથી એક પારસી ઉતરયો. આ ગાડી હાથ કરવાને ભીખાજીબાએ દોડાદોડી કરી. "અરે થોબજે રે હે બગીવાલા, થોબજે રે હે ગારીવાન" કરતા તેવણ તે તરફ દોડયા. તેવણુને પીઠ કરીને તે ગાડીમાંથી ઉતરેલો પારસી ગાડીવાંનને તે વખતે ભાડું ચુકવી આપતો હતો, ને તેવણ ગાડી આગલ પોંહોંચ્યા કે તે પઇસા આપી રહી સ્ટેશન તરફ વલ્યો; પણુ તેને જોઇને ભીખાજીબાના તો ગુરાજ ગગરી ગયા. તે કોઇજ નહીં પણુ તેવણુના દીકરાનો માસ્તર માણેકજી પોતે હતો !

"હોલ્લો અદી, હાઉ ડુ યુ ડુ ?" તેણે ભીખાજીબા ગાડી તરફ જતા હતા તેમનો હાથ પકડીને સ્ટેશન તરફ પાછા ધસડતાં ધસડતાં કહયું; "કેમ બોલતો નથી ?"

ભીખાજીબાની છાતી બેસી ગઇ.

વાંચનાર અમારી વારતાના આટલા ભાગમાંજ જાંણી ચુકયાં છે કે માણેકજી માસ્તર ઘણો કરડો હતો, ને છોકરાઓપર તેનો ભારી ત્રાસ હતો—તેમાં વળી જે છોકરાઓ પર સખ્ખત ધાક રાખવાની માબાપ તરફથી તેને આજ્ઞા મલતી તેપર તો તે જુલમજ કરતો. તે વાત ભીખાજીબાને ખબર હતી, ને બેદરકારીથી તે છતાં તેઓએ પોતાના દીકરા વિશે આ ધાટકી માસ્તરને તાકીદોપર તાકીદો કરેલી, એટલે હવે તે તેવણુ સાથે (અરદેશરનાં રૂપમાં) સારો ચાલે એવી આશાજ કયાંથી રહે ? માટે "પડેગી સો બુજેગી" થયું ત્યારે હવે માણેકજી માસ્તરને જોતાંજ તેવણુના હોસકોસ ઉડી ગયા, અને ધાસ્તીના લકવાથી લગભગ તેવણુની છાતી બેસી ગઇ.

માણેકજી માસ્તરનો દેખાવજ સઘળો રોબદાર અને ધાકભરેલો હતો. તેને જોઇને અંદરથી પેલો પોરયો નસર ( નસરવાનજી ) બી બાહેર નીકલી આવ્યો, ને બીહીતાં બીહીતાં તોપણુ હસીને

તેને સલાંમ કરી. "હાલ્લો નસર, હાઉ આર યુ ગૅટીંગ ઑન, હેં ?" તેણે નસરવાનને કહ્યું, ને તેને બી સાથે લીધો.

તે પછી તે માસ્તર એકેક હાથમાં તે પોતાના એકેક ચેલાનું પાંખડું પકડીને ટ્રેન ઉભી હતી તે પ્લાટફાર્મ પર ચાલ્યો. તે અગ્નિ રથ ઉપડવાની તૈયારીમાં હતો, ને પોતાના બાફના ફુંફારાઓથી સારાં સ્ટેશનમાં તેણે સોહોર મચાવી દીધો હતો.

બચારા ભીખાજીબા તો દબાઇજ ગયા! આ નહીં ધારેલા માસ્તરના મેલાપથી તેઓ તો સ્કુલમાંજ ધસડાઈ જતા હતા. તેઓ જો ધીરજ રાખતે તો માસ્તરને પોતાના સરેસ્તાના રોબથી ખુંણામાં લઇ જઇ, ખરી વાત કહી, ભપકામાં ગાડી બોલાવી ઘેર જતે, પણ વાંચનાર તમો ભીખાજીએ તેમ નહીં કીધું તે માટે હસો તે આગમચ તમે વિચાર કરો કે પેલા મંત્રેલા પથ્થરે તમારા હાલ એવા કીધા હોતે તો તમારી એટલી છાતી ને સમયસુચકતા રેહતે? અમે હાથ પર હાથ ને પગ પર પગ થોકીને કહીએ છીએ જે કદી બી નહીં.

તોપણ ભીખાજીબાએ ઇચ્છયું કે તેવણ માસ્તર સાથે બે ઘડી એકલા પડે તો તેઓ ખરી વાતનો ખુલાસો કરી દે, ને જાંણે માસ્તર તેવણનાં દીલનો તે ભેદ પામી ગયો હોય તેમ જરા વારમાં બોલ્યો, "નસર, તું આગલ જા. મને અદી સાથે કાંઇ વાત કરવી છે તે હું કરીને આઉંચ."

ભીખાજીબાનાં દીલમાં આ સાંભળતાંજ આશા ઉછલી નીકલી. તે એકાંતમાં વાત કરવા માંગતો હતો તે એ વિશે નહીં તો બીજી શું હોય? તેણે હમણાં કાંઇ બી ફેરફાર તેવણમાં જોયોજ હશે.

"હું તુંને અહીંજ કહી રાખુંચ, અરદેશર," માસ્તરે ગંભીર સાહાદે નસરનાં ત્યાંથી જવા પછી કહયું, "કે ગઇ વખતનાં જેવાં ચેરાં જો તું હવે સ્કુલમાં કાહડસે તો હું તુંને હવે ટંગીને ફટકાવી

કાહરસ." (ગરીબ બીચારા ભીખાજીબા !) "તારા લાયકીવાલા બાવા બી તારાથી તમામ કંટાલી ગીયા છે. એક નઠારા દીકરાથી એક ભલા બાપને કેટલું દુઃખ થાયચ તેનો તુને જરા બી ખ્યાલ છે?"

"ઘણો છે, માસ્તર, ઘણો છે," ભીખાજીબાએ ખરાં દીલથી ઉરકેરાઇ આવી કહયું.

"તેટલાવાસ્તે હવે ઘણોજ તપાસીને ચાલજે," માસ્તરે તેના જવાબ પર ધ્યાંન આપ્યા વના જારી રાખ્યું; "હવે તારૂં કોઇ બી જાતનું હંબગ હું તામોસ કરવાનો નથી, ને તેથી હવે મોહોત ચેતીને ચાલજે."

માસ્તરનાં એ છેલ્લાં વાકયથી આ એકાંતમાં ભીખાજીબા તેને જે પોતાની ખાંનગી હકીકત કહી દેવાના હતા તે કેહવાની તેવણુની જરા બી હીંમત ચાલી નહીં. તે રખેને તે વાતને "હંબગ" સમજી હાથમાંની લાકડી વડે ત્યાંજ—લોકોનાં દેખતાં—તેઓને ફટાફટ ફટકાવી કાઢે તેનો તે બચારા ડોસાજીને ત્રાસ પડયો, ને તેઓ લોહીનો ગોટ ગલીને ખામોસજ રહયા. "ત્રેનમાં બધું કહી દેવશ—ખચ્ચીત કહી દેવશ," તેવણે મનમાં નિશ્ચય કર્યો.

તે પછી તે માસ્તર તેને લઇને ગાડી તરફ ગયો. ગાડીમાં પાંચ સાત નાધલા મોટા પોરયાઓ બેઠેલા હતા. માસ્તરે ખુશ મિજાજે તે બધાને શેકહેંડ કરી, ને ભીખાજીબાએ તેમ નહીં કીધું તેઓને તેમની 'વૉન્ટ ઑફ મૅનર્સ' માટે બધાનાં દેખતાં ધમકાવીને ઠઠરાવી નાંખ્યા, જેનું પરીણામ એ થયું કે ચાંઉ જેવું મોંનું કરીને ફજેત પોગલી જેવા બચારા ભીખાજીબા જેઓને આખા જનમારામાં કદી જોયલા નહી તે ચીલબુલ્યાઓને શેકહેંડ કરી છાતી બેઠેલા સાદે ખબર પુછવા પડયા!

તેવણુ જો જરાક વધારે હીંમતવાન થતે તો ત્યાં ને ત્યાં બધું

ખરેખર તહાકફ્ડાક બધા આગલ બોલી દઈ ઘેર હજી બી પાછા જતે, પણ બોલવાની હીમત કીયા ચુલામાંથી લાવે ?

અંતે ટાંઉ ટાંઉ કરી ગાડી ઉપડવાની ખબરનો મોટો ઘંટ વાગ્યો—ગાર્ડે શું૨૨૨૨ કરી સીસોટી મારી, કે એનજીને તેનો ચીં-અવાતી મોટી સીસોલીથી જવાબ દીધો, ને પછી એક આંચકા સાથે તે ગાડી પાણીના રેલા માફક પ્લાટફાર્મપરથી ધીમે ધીમે ચાલતી થઇ.

ભીખાજીબાને તેઓનો દીકરો એ રવેસે સ્કુલનો અનુભવ શીખાડવા મોકલી આપવામાં અંતે ફત્તેહમંદ થયો. તેવણે 'વેકેશન' (છુટી)માં આપેલું લૅસન તો જરા બી કીધું નથી—બલ્કે કોથળામાં શું શું ચોપડી હશે તેની બી તેવણુને જરા ખબર નથી, તો તેવણુ બચારાનું સ્કુલમાં હવે થશે શું ?

---

## પ્રકરણ ૬ ઠું.

## મુંબઇથી પુના.

બુજોર્ગ શેઠ ભીખાજી પોંહાંચાજી ચીચબુલ્યા અદીના ચદણુ ચેરા અવતારમાં નીશાળનો અનુભવ જાંણે 'રીવાઈઝ' કરવા નીકલી પડયા હતા, અને તેથી તેવણુના પગનાં ગુઠણુ જેટલા તેવણુના દીકરાના પાચ પંદર દોસ્તો સાથે તેઓ ખોલા ઉપર સ્લેટ ચોપડીનો તોબરા જેવો એક કોઠળો લઈ હમણાં મુંબઇથી પુનાની મુસાફરીએ નીકલેલા હતા. તેવણુનો તે હાલ રડતાને રમુજથી પેટ ધરીને હસાવે ને હસ્તાને દયાથી જાર બેજાર રડાવે તે કીસમનો હતો. તે વખતનું તેમનું મોં તેવણુનાં સદાનાં ડાહયાં પાકાં બુજોર્ગ અનુભવી મોં કરતાં વિકટોરીયા ગારડન માંહેલાં એકાદ પાંજરાંમાં પુરેલા ચીમપાનઝીનાં મોંને વધારે મલતું આવતું હતું. અફસોસ, તેવણુ પોતાનાં શેહેર ઘેરમાં કેવી સત્તા અને સ્વતંત્રાથી, કેવા રોબ અને ધાકથી, કેવા આરામ અને

નીરાંતથી રહેલા હતા, ને આ તેવણના મરતે દાહડે તેવણ બચારાપર કેવો નહીં ઘટતો, નહીં ધારેલો સીતમ અને ધરક ધ્રુજારો ! મોટાંમાયો તેમ કહે તેવણનાં કરમની લખતી મરે તે તેથીજ તેવણ બીચારા પર બુઢાપામાં આવો ગજબ ગુજરતો હતો.

મસજીદ બંદર, ભાયખલા, ચીંચપોગલી, અને બીજાં અતરેની હદનાં સ્ટેશનો પવનની પીઠ પર પસાર થઇ ભીખાજીબાની નજર આગલથી ઉડી જવા લાગ્યાં, ને વખતના વધારા ને પગપેસારા સાથે તેઓ પુના તરફ વધારે ને વધારે ઘસડાઇ જવા લાગ્યા. માસ્તરના ધાકથી ગાડીમાં અલબત કાંઈ ગરબડ હતી નહીં. જાંણે ખસરૂ ખીસકોલી, મેલ્લી મેંઢી, પેસુ ભેંસ કે માકુ ચેન જેવા અદીના ત્યાં એકઠા થયલા ગોઠીયાઓનાં પેટમાં કલેજીજ ન હતી.

માસ્તરે ભાયખલા મુકતાંજ તે દીવસનું ટાઇમ્સ કાઢી અધેલો મારી વાંચવા માંડયું હતું, એટલે તેનો દાખલો લઈ કોઇ હસાબ ગણવાને મસે ઠાલી સ્લેટપેનનો ખુરદો કરતા હતા, તો કોઇ ચોપડીમાં માથું ખોસી વાંચવાને મસે નીરાંતે ઉંઘતા હતા—કે જ્યારે કોઈ વધારે હીંમતવાંનો ગાડીની બાહેર દેડકા પેરે દોકીયાં કાઢી ગુપચુપ ખુદરતનો રમણ્ય નકસ નીહાલ્યા જતા હતા.

અંતે ગાડી ચાર વાગતે કલ્યાંણનાં સ્ટેશનપર પોંહોંચી ત્યારે માસ્તરે ગાડીમાં ચા મંગાવી, અને પોતાને ખરચે સર્વને ચા પાઇ, જેમાં ભીખાજી શેઠને બી ફાલો આપવામાં આવ્યો. તેવણનાં ગલાંમાં તો જાંણે ગાંઠ થયા હતા, ને ખાવાનું પીવાનું ઝેરની પેરે અટકી રેહ તેવું હતું, પણ તોબી માસ્તરના ધાકથી ધ્રુજીને તેવણે અકરવકરે તે ચાનું કપ પુરૂં કરી દીધું.

તે સ્ટેશન મુકવા પછી માસ્તરે પેપર બંધ કીધું, ને પોતાના સાગરેદો સાથે તાહેલાં ચલાવ્યાં. "હવે તમો લોકને મારાથી ઘણી

છુટી અપાશે નહીં," તેવણે હસીને કહ્યું. "અદી, તારા પપા આપણે વેકેશન આપીએ છીએ તેની ઘણીજ વિરૂદ્ધ છે, ને તેજ પ્રમાણે તારા બે ચાર દોસ્તોના પીતાઓ પણ તેથી નાખુશ થાય છે, તેથી હવે તમોને મે વેકેશન આગલ પેડે આપવાનો મારો એરાદો નથી."

"ઓ યસ માસ્તર, એ તમારાં વેકેશન ફેકેશન બધું હંબગ છે," ભીખાજીબાને એકદમ માસ્તરની એ વાતથી ક્રોધ ને શુર છુટી આવ્યું, જેથી તેઓ પોતાનું છોકરવનપણું ભુલી જઇ ભોલાઇમાં પોતાની બુજોર્ગીની ભટાઇ બતાવા પડયા. "હું અસલથી એ હંબગની વિરૂધ્ધ છું. સત્યાનાશગીયા દુકતાઓને એથી હરાંમખોરી પાયછે ને માયબાપોનાં ઘેરમાં તેઓ મરકી જેવા થઇ પડે છે. નો, આઇ વોંટ ટોલરેટ ઇટ, માસ્તર. હું એ વીશે ટાઇમ્સ ને ક્રોનીકલમાં કારસપોંડંસ કરી એ હંબગનો અટકાવ કરાવા માગુંચ."

એક જાંણીતો ધરફાડુ ચોર લોકોના જાન માલની સલાંમતી વિશે નફત નાંકે ભાષણ કરવા ઉભો રહે તે જેટલી તેનાં સાભળનારાંઓમાં અચરતીની અસર પેદા કરી શકે તેથી વધુ અસર—ખરી રીતે બોલીએ તો લાખ ઘણી વધુ અસર ભીખાજીબાનાં એ જોસભર ઝનુની ભાશાણથી તેવણના સાંભળનારાઓપર થઇ ! માસ્તરે તો એ ભાશાંણનો શો અર્થ કરવો તે તુરત સમજી નહીં શકવાથી અચરતીથી ડોલા ફાડી જોયાજ કીધું, પણ પોરયાઓ ? તેઓ જો એમ સમજતે કે અદી ખરાં દીલથી માસ્તરને એવી નજીસ સલ્લાહ આપે છે તો તેનાં હાકડાં પાસરાંનો ખુરદો કરવાનું તેઓ તુરત મનમાં નકકી કરી મેલતે; પણ તેઓએ નાધકલા અદીને એવો સારી રીતે વેઠેલો હતો કે તેઓ તેનાં પાખંડ પીછાણતા હતા, ને તેથી તેઓ સમજ્યા કે અદી આજે હદ બાહેર જઇને માસ્તરને ચઢાવી આપે છે—બલ્કે બનાવે છે! તેઓ એમ સમજી ભીખાજીબાનાં એ બોલવાથી મનમાં ધુમ ગમત પામ્યા, અને એ તમાસો આગલ વધારવા ,તેવણને

તેઓએ છુપી આંખપર આંખ મારી; પણ ભીખાજીબા તેઓની તે છોકરવાદી નીશાંણીઓ કાંઇ સમજ્યા નહીં. તેઓ ઉસ્કેરાઇજ એવા આવેલા હતા કે તેઓએ તો તે નીશાંણીઓ જોઇ બી નહીં.

અંતે માસ્તર પોતાની અચરતીની એકાદ પલની બેફામીમાંથી ખબરદાર થયો, અને ડોલા કાઢી કહ્યું, "તારૂં એવું ડાહપણુ મને નથી જોઇતું, અરદેશર. ફરીથી મારા આગલ એમ ડાહયો થતાં તપાસજે." અને પછી જાણે આ નાખુશ વાતથી તે ટોલાંમાં બેદીલી પેદા કરવા તે નહીં માંગતો હોય તેમ તેણે એક નાહના છોકરા તરફ ફરી કહ્યું, "અને તેં આએ તારાં વેકેશનમાં શું શું ગમત મેલવી, નશરવાંન ?"

"સાહેબ, એક દાહડે હું મારા ભાઇ સાથે વેલપીનો કુંતરાં વાંદરાનો નાટક જોવા ગયો હતો," નશરવાંને માસ્તર એ જવાબથી રાજી થશે એવી કાંઇક ખુશીની ખાત્રીથી કહ્યું.

"વૅલ, ધૅટસ ઑલ રાઇટ," માસ્તરે ખુશ મિજાજે દાઢી પસવારતાં કહ્યું; "નાટકમાં જવાથી કાંઇ બગાડ થતો નથી—"

"નહીં ?" ભીખાજીબાથી માસ્તરનું આ મત નહીં ખમી શકાવાથી તેવણે ગુસ્સામાં ઉછલી પડી કહ્યું; "માસ્તર, યુ ટૉક અટર નોનસેન્સ ટુડે ! દુકતાઓને નાટકફાટક કેવા જોવાના હોય ? નાટક જોએ ત્યારે શીખવામાં ધ્યાન કેમ લાગે ? ઇનડીડ—"

"હવે આએ તુંને ચેતાઉંચ," માસ્તરે હવે વળી વધતી જતી અચરતીથી અરદેશર(?)ને સાંભળી લઇ ઘણાજ ઠડરાવી નાખનારા ગંભીર રોબથી કહ્યું—કે જ્યારે બધા છોકરાઓ આજે અદી માસ્તરને 'ખુમ પડાવા'ની જે ભારે હીંમત કરતો હતો તેની મનમાં વાખ વાખ કરતા મોંઢે રૂમાલ દાબી અંદરખાંને ધુમ હસ્તા હતા— "હું તુંને ચેતાઉંચ કે ફરીથી મારાં મતની સાંબે એક અવાજ બીજો તેં કાહરયો તો આએ લાકરીથી અહીંજ બરડો ફારી નાંખસ !"

ભીખાજીબા દબાઇને ચુપ બેઠા.

તેવણે જોયું કે કાચું કપાયું. તેઓએ માસ્તરને જ્યાં ત્યાંથી રાજી રાખવા જોઇએ, તેને બદલે તેઓએ તેની વિરૂદ્ધ મત આપી તેને જાસ્તી ચીડ ચઢાવી હતી, જેથી પુને પોહોંચતાંજ ખરો ખુલાસો કરી ઘર પાછા ફરવાનો તેમનો હેતુ બર લાવવાને તેમને ઘણું કઠણુ પડશે એમ તેમને ભય થયો. એટલાવાસ્તે હવે ટક જોઇને માસ્ટરને વધારે સારી સારી વાતોથી રસ્તે જતાં પટાવી લેવાનો ઠડાવ કરી તેવણુ ચુપ બેઠા.

બીજા હાથપર માસ્તરે જોયું કે આએ દુકતો આજે ધાકનું કશું બી ધ્યાન કરયા વના મારૂં પાકવવાજ પડયો છે એટલે તેણે પોરશાઓ સાથે વાત કરવાની પડતી મેલી, અને પાછો પેપર લઇને બેઠો.

ભીખાજીબાએ ધારયું કે હવે માસ્તરને પતાવવા હું મારી એક વેપારી તરીકેની હોસ્યારી બતાવી દઉં, કે પછી જ્યારે હું એને જાહેર કરશ કે હું અવલ ને અસલ ભીખાજીબા છું ત્યારે એની તે વિશે ખાત્રી થયા વના રેહશેજ નહીં. એમ ખ્યાલ કરી તેવણે ચલાવ્યું.

"એ શું આજનું ટાઇમ્સ કે, માસ્તર સાહેબ?" તેવણે પુછ્યું.

માસ્તરને મિજાજમાં પણ હાનું ડોકું ધુણાવ્યા વના ચાલ્યું નહીં.

"એમાંની આજની પેહેલી આરટીકલ વિશે શું ધારયું, માસ્તર?" તેવણે પુછ્યું. "રૂના અમેરીકાના પાક વિશેના એ એડીટરના વિચારો હું સ્વીકારી શકતો નથી, કેમકે હજી બરોનો છેલ્લો રીપોર્ટ બાહેર પડયો નથી, ને તે સતાવાર રીપોર્ટથી ત્યાંના પાકને હાંણી પોહોંચેલી જાહેર થાય નહીં ત્યાંવેર હિંદુસ્તાનના પાકનો—"

માસ્તરની હવે પુરી ખાત્રી થઇ કે આએ દુકતો છેલ્લી છુટીના અરસામાં 'ડાહયો કાગડો' થતાં શીખી આવ્યો હતો, અને રૂના

પાક વિશે કાંઇ પોતાના ઘરડા વેપારી બાપને મત આપતાં સાંભળ્યો હશે તે જાહેર કરી હમણાં વળી ડાહયો થતો હતો; પણ એ કાંઇ એવો વાંક નહીં હતો કે જેને વાસ્તે તે તેને ફટકાવી શકે, તેમજ તે ત્રેનમાં ગોધ્યારૂં કરવા બી નહીં માંગતો હતો વાસ્તે તેણે પાછો ઘણાજ ગુસ્સાની ઢપે ભીખાજીબાને તેવણની ભટાઇમાં અટકાવી નાંખી કહયું, "રૂના પાક વિશેનું તારૂં મત હું માંગુ ત્યારે મને આપજે. હમણાં તારૂં મત મને જોઇતું નથી. ચોપડી ઉઘાડ ને લેસન ઉપર ધ્યાંન આપ."

માસ્તરનાં એ ફરમાનનો રોબજ એવો હતો કે ભીખાજીબાને અરધે રડેલે હાલે કોથળામાંથી એકાદ ચોપડી ખેંચી કાઢી અંદર માંથુ ખોસ્યા વના ચાલ્યું નહીં. "મુવો એ," તેવણ બચારાએ મનમાં બલાપો કીધો; "હું જે બી બોલુંચ તેનું એને ઝેર ચહરેચ. નખ્ખોદગીયાને મારૂં બોલેલું ગમતુંજ નથી!"

વળી ત્રેનમાં થોડો વાર ચુપકીદી ચાલી, પણ 'અદી'ની આજની ઢપપરથી છોકરાઓ ખુશીભરેલી વકી રાખતા હતા તેમ ઘણો વાર નહીં. "માસ્તર," ભીખાજીબાએ થોડે વારે ખરાં દીલના કંટાલાથી પુકારીને કહ્યું, " ખુદાને વાસ્તે તમારા હાથ આગલની બારીનું કાચનું ફાલકું ચહરાવો. તે તરફથી પવન બરાબર મારાં મોંનાપર વાગેચ, ને મારા ડાકટરે મને પવન ઘણો તપાસવા કહયોચ."

માસ્તરને તંદરોસ્તીની વાત વચ્ચે આવવાથી તેની મરજી પ્રમાણે કીધા વના ચાલ્યું નહીં.

"માસ્તર," ભીખાજીબાએ વળી થોડે વારે પાછો જીવ કાઢી નાંખ્યો, "આએ સાંબેવાલો દુકતો ખારાં કીધેલાં ખાટાં બોર ખાએચ. તમો શું તમારા છોકરાઓને ખહી પેદા કરનારૂં ઝેર ખાવા દેઓ છો ? હમણાં તમારી નજર ચુકાવીને એને બે ત્રણ મોનાંમાં મારતાં મેં જોયો!"

"પેસ્તનજી," માસ્તરે એ ઉપરથી તે છોકરાને ઘણા ગુસ્સાથી તરત પુછ્યું, "તારાં મોનાંમાં શું છે?"

"ન—નહીં સાહેબ," પેસતનજી (પેસુ ભેંસ) ગભરાતાં ગભરાતાં બોલ્યો, "એક બોર છે."

"થુકી નાંખ એકદમ, ને ગજવાંમાં હોય તે બી ફેંકી દે બારીની બાહાર," માસ્તરે હોકમ કીધો, જે હોકમ પેસુને અલબત બજા લાવ્યા વના ચાલ્યું નહીં.

પણ આઇનો ખાર બાઇએ લીધો. પેસુની 'ચારી' ખાવાથી બીજા બધા છોકરાઓ ડોસાજીપર ગુસ્સે થયા, ને તેથી ભીખાજીબાની પાસે જે માકુ ચેન બેઠેલો હતો તેણે ભીખાજીબાના નરામાં માસ્તર નહીં જોય તેમ કકડાવીને એક લાત ઝારી કાઢી.

ભીખાજીબાએ તો તેથી બકરૂં અરડાય તેમ બરાડ મારી. "માસ્તર," તેવણે છેડાઇ પડીને કહ્યું, "આએ દેવે મને લાત મારી ને મારો નલો ભાંજી નાંખ્યો. ઓ! અરે!"

માસ્તર ઉઠીને આગલ ગયા.

"શું તેં ઘધેડાંનો ભાગ ભજી બતાવ્યો?" માસ્તરે માકુચેનને સવાલ કીધો—ને તે પોતાનો વાંક નામુકકર નહીં જઇ શકયો એટલે તેને સ્કુલમાં જઇ તેના કુલાસમાં ચાલતી પોએટરીની ચારસો લાઇન સારા હરફે ઇમપોઝીશન તરીકે લખી કાઢવાની સજા થઇ.

આથી ભીખાજીબાના અગતકરીને એકદમ બે નવા દુશમનો થયા; એક તો પેસુ ભેંસ ને બીજો માકુ ચેન!



## પ્રકરણ ૭ મું.

## ભીખાજીબાના ચીલચુલીયા દુશ્મનો.

પુનાનાં સ્ટેસનપર સઘળા રાત્રે ઉતરયા ત્યારે બને તો માસ્તરને ખરી હકીકત ત્યાંજ એકાંતમાં કહી દઈ ઘેર વલતી ત્રેનમાં પાછા ફ્રરવાનો ભીખાજીબાનો એરાદો હતો, પણ તે દીને કાંઇ તેહેવાર હોવાના સબબે જેટલી જોઇએ એટલી ભાડુતી ગાડી સ્ટેશન આગલ મલી આવી નહીં, ને તેથી માસ્તરનો મિજાજ હાથથી ગયો તેવામાં તેમ કરવાને તે બુઢા શેઠયાની હામ ચાલી નહીં.

"હવે બીજો ઉપાય નથી," માસ્તરે અંતે ચુકવ્યું. "મોટા છોકરાઓને ચાલીજ જવું પડશે. ખરશેદજી તું, મેહેરવાનજી અને અરદેશર તમે ત્રણુ જણાઓ ઘેર ચાલતા પોંહોંચો, અને બીછાંણું વગેરે બરાબર તૈયાર છે કે નહીં તેની તલ્લાસ કરો; અમો પછવાડે આવી પોંહોંચીએ છીએ."

ખસરૂ ખીસકોલી ને મેલ્લી મેંઢીને એ વાત ઘણી પસંદ આવી. માસ્તરની નજરથી દુર તેઓને એકલા જવાનું ફરમાન થયું, એટલે આખે રસ્તે રમતા ને મઝા કરતા જવાનો તેમને હરખ થયો, ને તેથી માસ્તર તે હોકમ કરીને પીઠ મરડી બીજી ગોઠવણો કરવા ચાલતો થયો તેની પછવાડે દોડીને ભીખાજીબા તેને 'નહીં ચાલી શકાશે' તે કેહવા જતા હતા તેટલાં તેને ઘસડીને સ્ટેશનની બાહેર લઇ ગયા.

"એ બી ઠીકજ છે," ભીખાજીબાએ તુરત મનમાં વિચાર કીધો. "આએ બે છોકરાઓને હું એકાંતમાં રસ્તા ઉપર મારી ખરી હકીકત કહી દઉં તો એઓ કદાચ મને મદદ કરશે.—" અને તેથી તેઓ હવે તે છોકરાઓને રાજી રાખવા તેમની સાથે ખુશીથી ચાલ્યા.

પણ નખ્ખોદગીઆ ખસરૂ ખીસકોલી ને મેલ્લી મેંઢી કાંઈ ચાલતા ન હતા; તેઓ તો એકેક હાથમાં બુઢા ભીખાજીબાનું એકેક પાખરૂં પકડી તેમને દોડાવતા—ઘસડતા જતા હતા. "અરે બાપુ હલવે," ભીખાજીબાએ તેથી હાફતાં હાફતાં માગી લીધું, "મારો દમ ભરાઈ આયો–મારાથી ચલાતું નથી!"

"ત્યારે બચ્ચા લોકોની ચારી ખાતાં તુંને શરમ નહીં આવી ?" ખસરૂએ તેવણને હવે એક ધાતકી ઢીક મારીને કહ્યું.

"સબર, સબર ખસરૂ," મેલ્લી વચ્ચે પુરાયો, "એને ખુલાસો પુછીએ. હું એમ પુછું, બચ્ચા અદી, કે તું પોતે ઢગલા ઢગલા બોર ખાએચ, લોકોને ઠરાઠર લાત મારેચ ને કદડેચ તેનું કંઇ નહીં કે જે તેં પેલા બીચારા માકુ ને પેસુને ચારી ખાઇને ફસાબ્યા ?"

"અરે યારો તમે કાંઇ દેવાના છેઓ ?" ભીખાજીબાએ કગ-લીને કહ્યું; "તે ખાટાં બોરના વાસથી મારૂં બધું મોઢું અમરાઇ આયું તો હું ફરીયાદ નહીં કરૂં ? ને વરી પેલા કોઇ દેવે મને એવી લાત મારી કે મારૂં બધું ગુંઠણુ છોલાઈ ગીયું તો હું તે ખમ્યા તે કેમ કરૂં ? તે કરતાં તમે કેહોચ જે હું બોર ખાઉંચ ને લોકોને લાત મારૂંચ ને કદડુંચ, પણ તેમાં બી તમારી મોટી ભુલ છે. હું પોતે–"

"અરે બેસ, બેસ, હજામ," મેલ્લીનો હવે મિજાજ જવાથી તેણે ભીખાજીબાનાં ડોબરાંમાં એક મુકકો લગાવી કહ્યું—કે જે જરએ તેવણના ધીલા થઈ રહેલા દાંતમાંથી પાંચ પંદર તુટી નહીં પડયા એ એક મોજેજો થયો! "તું જાણે કે એવી તારી ચાલ અમે ખમી જઇશું એમ કે? હં:!"

"જો બચ્ચાઓ તમે હાથચાલાકી કરશો તે નહીં ચાલશે," ભીખાજીબાએ પડેલી મુકકીથી થતી કલ જેમ તેમ ખમતાં બુમ પાડી કહ્યું—"હું તમોને પોલીસમાં ઘસરશ—તમારા બાપ પાસે ફરીઆદ જવશ."

"હાથચાલાકી ?" મેલ્લીએ તીરસ્કારથી કહ્યું, "બચ્ચા તારાં હારકાં ભાજી નાખશું; નહીં તો હમણાં ને હમણાં વચન આપ કે તું આગલ ઉતો તેવોજ અમારો મલત્યો થશે, ને કદી કોઇની ચારી ખાશે નહીં."

ભીખાજીબા એવું વચન કેમ આપે ? ત્યારે તો અસલી અર-દેશર તેવણુજ છે એમ સિદ્ધ થાય ! એટલાવાસ્તે તેવણે એવું વચન આપવા ના પાડી અને તેઓને સમજાવા માંડયા, પણ તેઓએ તો તેવાં તાહેલાં સાંભળવા સાફ ના પાડી. બસ હા કે ના તેજ તેઓ-ને જોઇતું હતું, ને તોબી હજી ભીખાજીબાએ વચન આપવા આના-કાંની કરી એટલે તેઓએ તેવણને ધોબીધાતપર કપડાં કેમ સુકાય-છે તેનો અભ્યાસ કરાવા માંડયો. મેલ્લીએ તેવણના પગ પકડયા, ને ખસરૂએ તેવણનું માથું પકડયું, ને તેવણને હવામાં ઉંચકી કપડાં સુકાવે તેમ હીલવવા માંડયા.

ગરીબ બચારા ભીખાજીબા ! તેવણનો ફેંટો ઉડી ગયો, ને હોસકોસ લેવાઇ ગયા. તેઓએ ઘણા કાલાવાલા કીધા, ને અંતે જેવા તે બે તોફાંની બારકસોએ થાકીને તેઓને છોડયા કે તરતજ તેવણ ફેંટો ઉપાડી તે સેહેતાનોની સોડમાંથી જેમ નહસાયું ને દોડાયું તેમ સ્કુલ તરફ દોડયા. તેવણને સ્કુલ ખબર હતી. પોતાના દીકરાનો અભ્યાસ તપાસવા ત્યાં તેવણ આગલ અવારનવાર આવ્યા હતા, અને તેથી જ્યારે દોડતા દોડતા તેવણ સ્કુલ પાસ પોંહોંચ્યા, ત્યારે એટલા હાંફી ગયલા હતા કે બાહેરનો દરવાજો બંધ હતો તે ઠોકવાને બી તેવણથી બની શકયું નહીં.

એટલાવાસ્તે તેવણ લગાર દમ ખાવા થોભ્યાં તેટલાંમાં તેવ-ણના શત્રુઓ તેવણને આવી મલ્યા, ને ઘણીક વધારે સતાવણીઓ તેવણને કરીને પછી તેઓ બારણું ઉઘડાવી અંદર ગયા.

ત્યાં માણેકજી માસ્તરનાં ધણીઆંણી ખરસેદબાઇ તેઓને બારણુંમાંજ મલ્યાં. તેવણુ અઢાર ઉંમરનાં, મમતાલું દીલનાં બઇરીં હતાં. તેવણુનો સઘળા છોકરાઓપર ઘણો પ્યાર હતો, અને તેથી તે બે છોકરાઓ જ્યારે વળી ગાય જેવા ગરીબ અને શાંણસલુકના થઇ 'અદી' ને લઇ અંદર ગયા ત્યારે ખરસેદબાઇએ તેઓને ઘણો પ્યાર ભરેલો આવકાર આપ્યો—એટલુંજ નહીં પણ પોતાના સરેસ્તા પ્રમાણે છોકરાઓને પાસાંમાં દાબી એકેકી ચુંમી લીધી.

પણ ભીખાજીબાને તો એમ પાસાંમાં દબાતાં અને ચુંમી આપતાં બરડે પાણી ઉતરયું! તેવણુ બી કાંઈ બુચા હતા જે ચુમી આપે? પેલા માણેકજી માસ્તર જો ખરી વાત ને તેવણુની ખરી ઉંમર જાંણે તો તેવણુને તેની બૈરીનાં પાસાંમાં દબાવા ને ચુંમી લેવા ખાતર તે ગોલી નહીં મારે?

ખરસેદબાઇએ એ પછી તેઓને સ્કુલરૂમમાં સરેસ્તા પ્રમાણે મોકુલી આપ્યા, કે જ્યાં બીજા ઘણાક છોકરાઓ આગમચથી આવેલા એકઠા થયલા હતા. અને તેઓની આગલ જઇને ખસરૂએ ને મેલ્લીએ ત્રેનમાંની અદીની ચાલની ફ્રીઆદ કરી, એટલે સૌએ બચારા ભીખાજીબા સાથે મોનાં ચઢાવ્યાં, ને બની તેટલી તેઓએ તેમને નવી હેરાનગતીઓ બી કરી.

તેવામાં માણેકજી માસ્તર બાકીના છોકરાઓ સાથે આવ્યા, અને પછી ખાનું તૈયાર થયું એટલે માસ્તર છોકરાઓને લઇ જમવા બેઠા. પોતાના દીકરાને માટે તેઓ ખોબો ભરીને એ માસ્તરને રૂપ્યા આપતા હતા, કેમકે ખાવાપીવાનું બી એ માસ્તરનેજ માંથે હતું, ને ભીખાજીબાએ બેશુમાર અચરતી વચ્ચે જોયું કે તેવણુ ધારતા હતા તેથી ઉલટી રીતે ત્યાં આપવામાં આવતું ખાનું તદ્દન કંગાલ અને હાલહવાલ હતું. તેવણુને તો ગલે બી નહીં ઉતરયું! ગરીબ બચારા તમામ ભુખા ઉઠયા.

અને હવે સૌને રાતોરાત તો સુવાના ઓરડામાં જનાની રજા મળી. સુવાના ઓરડામાં છોકરાઓ ગમે એમ ધીંગાણું કરી શકતા હતા, અને તેથી સૌએ એકમત થઇ ચારયા અદીની ત્યાં સારી રવેસે ખબર લેવાનું ઠરાવ્યું હતું. ભીખાજીબા તે વાત સમજી ગયા હતા, ને તેથી તે નાધલા હેરેમંદો સાથે એકલા પડવાને તેવણ બીહીતા હતા, વાસ્તે તેવણે સુવા જવા પહેલાં માસ્તરને સઘળી ખરી હકીકત કહી, ત્યાંથી ને ત્યાંથી ઘેર પાછા ફરવાનો ઠરાવ કીધો.

માસ્તર તે બૅડરૂમના ઉંબરમાં આવી ઉભા, ને સરેસ્તા પ્રમાણે દરેક છોકરાઓ તેવણને 'ગુડ નાઇટ' કરી અકેક પછવાડે તે કુસાદે ઓરડામાં જતા રહયા. ભીખાજીબા ખાખસુસ પછવાડે પડયા, ને જ્યારે બધા અંદર જઇ રહયા ત્યારે તેવણ માસ્તર આગલ ગયા.

"માસ્તર સાહેબ," તેવણે બીહીતાં બીહીતાં ચલાવ્યું, "મારે કાંઈ માંગી લેવું છે."

"જો તું ત્રેનમાંની તારી મુરખ ચાલો માટે માફ માંગવા મને ખોટી કરતો હોય," માસ્તરે કહયું, "તો તેથી હું ખુશી છું, ને તુંને માફ કરૂંચ. હવે પછી તપાસજે."--અને તેઓ જતા રેહતા હતા.

"અરે નહીંરે માસ્તર," ભીખાજીબાએ પછવાડે દોડી કાલાવાલા કરી કહ્યું, "હું માફ નથી માંગવાનો—એટલે હું-આપરે છે તે-હું એમ કહેવા માંગુચ-હું કેહુંચ--"અને બચારા ભીખાજીબા તમામ ગુંચવાઇ ગયા. તેવણથી આગલજ ચલાયુંજ નહીં !

"જા તું આજે હમણાં તો જઇને ઘોંટાઇ જા," માસ્તરે આ-જની અદીની નવાઇ જેવી ચાલોનો શો અર્થ કરવો તેથી ગુંચવા-ઇને હવે વલી ગંભીર થઈ હોકમ કીધો--ને ભીખાજીબા હીંમત હારી ગુપચુપ રડમસ જેવા સુવાના ઓરડામાં ગયા.

તેવણુને જોતાંજ તે તોફાંની દુકતાઓએ તેવણુને ઘેરી લીધા. તેવણુ વધારે ચારી ખાવા પછવાડે રહયા હતા એમ તેઓનાં મનમાં આવ્યું હતું, અને તેથી સુવા પેહેલાં તેવણુને તેનો સારી રવેસે સવાદ ચખાડવાને સૌએ એકસંપ ને એકમતથી ધાતકી ઠહાવ કીધો.

---

## પ્રકરણ ૮ મું

### વધતાં સંકટો.

તે આખાં ઘરમાં તે એક ઘણો મોટો કુસાદે ફરતી બારીઓનો હવાવાલો ઓરડો હતો. તેમાં ઑસ્પીટાલોમાં હોય છે તેમ બીછાંણું ગોઠવેલાં હતાં, ને તેજ ધોરણ ઉપર છોકરાઓને સુવાની ગોઠવણુ કરી આપેલી હતી.

અને ભીખાજીબા જેવા એ ઓરડામાં દાખલ થયા કે તે નાધલા હેરેમંદો જેઓ તેમની વાટ જોતા ખોટીજ હતા તેમણે તેવણુને ઘેરી લીધા, અને સૌએ પોતાને બંગ ફાવતી સતાવણીઓ જારી કીધી. કોઇએ ધીક મારી, કોઇએ ટપલો મારયો, કોઇએ આંટી મારી, કોઇએ આંચકો મારયો, કોઇએ ઠોલટબરાક કરી, ઇત્યાદી.

પણુ એ તો હજી દીબાચો થયો. એ નાધલી સતાવણીઓ તો મોટી સતાવણીઓની શરૂઆત હતી, કે જે સતાવણીઓ સધળી અતરે ઉતારી અમારાં દયાળુ વાંચનારાંઓનાં દીલ જાસ્તી દુઃખવશું નહી. એટલુંજ કે તેઓએ ભીખાજીબાનો ગાંસડો બાંધ્યો, તેવણુના પોકારો ને બુમોથી ધુમ ગમત પામીને ભારે હસાહસ વચ્ચે ભારવટીયા સાથે ચાદરના છેરા બાંધી ઝોલી બનાવીને તેમાં તેવણુને સુવાડયા અને મોટી મોટી હીંચ નાખી, અને એવા ચીબાવલા પ્રકારની અનેક ગમતો કરી. અંતે જ્યારે રમતાં રમતાં તે નાધલા સેહતાનો થાકયા ત્યારેજ બચારા ભીખાજીબાનો છુટક થયો, ને જ્યારે

તે લુચ્છાઓ પોતપોતાની જગ્યાપર થાકના મારેલા ધરાંધર ઘોરવા પડયા, ત્યારે ભીખાજીબા ગુસ્સાથી અને ખીજવાતથી હજી રગેરગ ધુજતા એકાદ ઘોલ્યા તલે ઠાલી ભોંયપર પડી પોતાનાં કરમને રડતા હતા!

ખુદા એવું દુઃખ દુશ્મનને બી નહીં બતાવો! કેવો બુઢો શેઠયો—ત્રણ ત્રણ બચ્ચાંનો બાપ તેના પર આએ કેવો નહીં માનવામાં આવે તેવો જુલમ! અરેરે, ગઈ કાલે રાત્રે અત્યારે તો તે પોતાનાં મકાંનમાં કેવાં સુખથી પોતાના છતરપલંગપર પોઢેલો હતો, ને આજે બચારાને કકડતી ઠંડીમાં ઓઘ્યા પાંથરયા વના ઠાલી ઠંડી ભોંય ઉપર, ને તે બી વળી દુકતાઓના ઘોલ્યાતલે ભરાઈ છુપાઇને પડવું પડયું હતું!

અંતે જ્યારે ભીખાજીબાએ બધાને સારી રવેસે ઘોંટાયલા જોયા ત્યારે જઇને એકાદ કોચપર પડયા ખરા, પણ બચારાને ઉંઘ આવી નહીં, અને તેથી હવે સહવારે માસ્તરને પોતાની ખરી હકીકત કેમ કેહવી—કેવી રીતે શરૂ કરવી કે જેથી તેને સાંભળવાનું દીલ થાય તેનાં વાકયોની ગોઠવણી ને રચણા કરતાં તેવણે તે રાત સાવ કોરા ઉજાગરાની પુરી કીધી.

સહવારે તેવણ સૌથી વેહેલા અને સૌથી પેહેલા ઉઠયા. તેવણે વિચાર કીધો કે પછી તે તોફાંણ્યાઓ ઉઠશે તો વળી હજારો એજારી આપશે, તેથી તેવણ તેઓ ઉઠે તે આગમચ તૈયાર થઇને માસ્તરને હેઠે જઈ પકડવા માંગતા હતા, કે જ્યાં પેલું તૈયાર કરી રાખેલું ભાશાંણ એકદમ કરી દઈ હેઠેથી ને હેઠેથી તેવણ ઘરે ચાલતા થાય.

પણ હેઠે તેવણ ઉતરયા ત્યાં એક નવી પીડા પગે વલગી. માસ્તરની એક દીકરી હતી—વરસ બારેકની ઉંમરની, ને તેની સાથ નાખલા અદીને ઘણીજ દોસ્તી ને ઘણાં હરાંપરાં હતાં, તે એટલે સુધી

કે તે બંને ચેરાં બુચાંઓએ દહારેવારે સાથે અદરાવા પરણવાનું બી નક્કી કરી મેલેલું હતું, ને તે છોકરી ભીખાજીબાને અદી સમજીને સરેસ્તા પ્રમાણે ઘેલી ચેરી વાત કરવાને દોડી આવી. આથી ભીખાજીબાનો જીવ તો એવો કમકમ્યો કે કેહવાની વાતજ નહીં. તેવણ બચ્ચાંઓ વાસ્તે તો સદાના સુગાંતરા હતાજ, તેમાં આવી એક ચદણુચાઇ જેવી દુકતી તેવણુ સાથ અદરાવા પરણવાની ગાંડી ઘેલી વાત કરવા આવી એટલે તો હદજ વલી ગઇ. તેવણે તો પોતાના સદાના બુઢા રોબથી તે દુકતીને હરકાટી જરકાટી કાઢી, ને ઘરમાં જઇને રાંધવા સીંધવાનું ને સીવવા સાંધવાનું શીખવાપર ચીત લગાડવા તાકીદ કરી, પણ દીની ( માસ્તરની દીકરી ) તે માંનેજ શાંનું ? તેણીએ જોયું કે મુવો અદી હવે કોઇ બીજી સાથે પરણી જવાનો થયો હોશે તે એમ કરીને પતરી જાય છે, ને ઓલખતો નથી કરી અખાડા કરવા માંગે છે. આથી તે નાઘલી દુકતી તો ભાભરા ભુતની પેરે છેડાઇ પડી, ને ભીખાજીબા થરથર ધુજવા લાગ્યા કે આ નવાં કોટકમાં પકડાવશ તો વળી મારે વાસ્તે શું શું ધારવામાં આવશે ? તેવણે દીનીને ઘણું ઘણું બી સમજાવા માંડયું, પણ દીની મરે તે એકની બે થઇ નહીં. "ઓ તું મરે રે," દીની ભીખાજીબાને ઘરર દઇને કટકા મોરીને બોલી; "મુવા નહીં તો તારા વગર કાંહાં મારૂં ખાસરૂં બેસી રેહવાનું છે ? મુવો ગીઓ ત્યારે તો ઘરાં ને પરાં કરીને ગીઓતો, ને આયો ત્યારે તો જાંણે અજાંણી અમા !"

ટુંકમાં, દીની તે ફીસમની એક ઉછાછલી અભણુ છકેલી ઇતર દુકતી હતી કે જે બેહદ લાડ અને પ્યારથી તદન બગડી ગયલી હતી, ને યા તો ઘણી સરખી ગાલબેલ દઇ જાંણતી હતી, અથવા તો ઘણાં સરખાં ઘેલાં ચેડાં કાઢી જાંણતી હતી. તે એક નસકારી, એબીઅલ, અવરદશા જેવી દુકતી હતી, ને ભીખાજીબા સાથે પરણવા અદરાવાનું ગલે પડવા આવી હતી !

ભીખાજીબાના દુશ્મનોમાં, તેથી, આ નાધલી દીની દાકણનું નામ નવું નોંધાયું. તે તેના પાસથી ગઇ, પણ "મુવા તું જોતો ખરો તુંને કેવો સવાદ ચખાડુંચ તે" એમ ધમકી આપીનેજ ગઇ.

ભીખાજીબા એથી વધતા ગભરાયા. "મારે માસ્તરને એ બધું વીગતે કેહવું ને સમજાવવું પડશે," તેવણ મનમાં બબડયા, "ને અહીંથી જેમ બને એમ જલદી નીકળી જવું પડશે."

પણ નાસ્તાનો વખત થયો ત્યાં વેર માસ્તર તેના ઓરડામાંથી બાહેર સસરયો નહીં, ને તેના ઓરડામાં જઈ તેને 'ડીસટર્બ' કરી તેનો ગુસ્સો હરી લેવાને ભીખાજીબાની છાતી ચાલી નહીં.

નાસ્તાને વખતે તેવણને ભુખ ઘણી લાગી હતી. ગઈ કાલ બપોરે તેવણે ઘરમાં ખાધું હતું તેજ, બાકી રાતના તો કાંઇ ખાધુંજ ન હતું ને તેથી તેવણ નાસ્તાને માટે ઘણા આતુર થઇ રહયા હતા. તેવણ પોતાના દીકરાના ખાધખોરાક માટે બેપરવાહ હતા, ને સ્કુલમાં તેને કેવું ખાવા પીવાનું મલે છે તે કદી જાંણવાની પ્યારથી કાલજી કરતા ન હતા, ને તે છતાં પોતાને વખતે તેવણ પેટ પુરતો ને સુફ્યાંણો નાસ્તો મેલવવાની ઉમેદ રાખતા હતા તે શું તેઓને મલશે ?

નહીં. માણેકજી માસ્તરને એ તેની બૉરડીંગ સ્કુલમાં જે ખાસ્સા તડાકા પડતા હતા તે એ ખાધખોરાકીનાં લવાજમમાંથીજ હતા. તે છોકરાઓના બાપ પાસ એકના ચાર મુકાવતો હતો, ને છોકરાઓને પુરું એક બી નહી ખવાડતો હતો. એથી થયું એમ કે ભીખાજીબા નાસ્તાપરથી બી ભુખાજ ઉઠયા. નાસ્તાપર ફકત ખાત્તી બટ જેલી, રાતનું વધેલું કાંઇ શાક અને સુકી વાસી રોટલી સિવાયે બીજું કશું હતું નહીં, ને ભીખાજીબાને તો તે જોતાંજ ઉબક આવી, તો ખાવા કેમ ગમે ? તેવણ બચારા તેથી વળી ભુખા ઢોકાયા !



## પ્રકરણ ૯ મું.

## નામોશી.

નાસ્તા પછી અરધો કલાક રમવાનો મલતો હતો, અને રમવાને વાસ્તે માસ્તરનાં મકાંનમાંજ પછવાડે એક ખુલ્લું મેદાંન આવેલું હતું. આ મેદાનમાં ક્રીકેટ, ગીલ્લી દાંડા, લખોટા વગેરે દરેક પ્રકારની નિર-દોશ રમત કરવા દેવાનો માસ્તરનો રેવાજ હતો, પણ ક્રીકેટ ને એવી મોટી રમતો છોકરાઓ ઘણુંકરીને સાંઝેજ રમતા, ને સહવારે તો કોઇ તે ચોગાંણુમાં લેસન વાંચતા, કોઇ અમસ્થા ફરતા, કોઈ ટોલકીઓ તઈ વાત કરેતા, તો કોઈજ રમતા.

ભીખાજીબાની ઘણી મરજી થઇ કે બધા છોકરાઓ ચોગાંણુમાં જાય ત્યારે પોતે પછવાડે રહી જઇ માસ્તર સાથે વાત કરે, ને તેથી તેઓ પછવાડે રહયા બી ખરા, પણ માસ્તરે તેવણને 'ચાટ' કરીને હાંકી કાઢયા. "ચાલરે દુકકર," તેઓએ ઘણા ગુસ્સાથી કહ્યું, "તું વરી આજે દાહયો દોહરો થઇને અહી શાંનો બેસી રહયોચ? નીકલ રમવા જા; ખાધા પછી એકસરસાઇઝની ખાસ અગત છે."

ભીખાજીબા નીચી મુંડીએ મનમાં માસ્તરને બે ચાર ચોપડતા ચાલ્યા, ને પોરયાઓએ ભીખાજીબાના 'કોરા' કીધા, એટલે તેવ-ણુને બરડે પાણી ઉતરયું. અરે, તેવણે કેવું ચાહયું કે હમણાંજ ડોલા ચઢાવીને દમામથી બધું કહી દઇને ભપકાથી ઘેર ચાલતા થાય; પણ તેવણુની જબાંએ દગો દીધો. તે ઉપડી શકીજ નહીં, ને માસ્તરના ધાકથી થરથર ધ્રુજીને તે પાંસઠ વરસના ડોસાજી અરધે રડેલે હાલે તે ગુઠણુ જેટલા પોરયાઓ સાથે રમવા ગયા.

તેવણુ રમ્યા નહીં. તેવણુ શું રમે? તેવણુ બી કાંઇ ખુચા હતા વારં? તેવણુ એક ઝાડ હેઠલ બેસીને પોતાનાં કરમનો બલાપો કરવા લાગ્યા. ઑફીસમાં ગઈ કાલથી કેવું અંધેર ચાલતું હશે—ઘેરમાં

પેલો દુકતો કેવું ઢીંગાણું મચાવતો હશે તે ને તે વતરોગે એકથી એક હજાર વિચારો તેત્રણને ગુસ્સાથી ઘેલા બનાવી દેવાને બસ અને વળી બસ કરતાં બી વધારે હતા!

અંતે અરધો કલાક થવા પછી ચોગાંણને માંથેની ગેલેરીપર આ-વીને માસ્તરે પોતાના ઠઠરાવનાર રોબદાર સાહાદથી સર્વને કલાસમાં જ-વાને હોકમ કરયો, ને દુકતાઓ ગરોગર પોતપોતાના કલાસ તરફ ચાલ્યા.

માસ્તરનો સાદ આજે કાંઇ ગુસ્સાની ઢપ બતાવતો હતો, અને પોરયાઓ તેના સાદની ઢપ પરથી તેનો તે દિવસ કેવો જશે તે હમેશ અનુમાન કરી શકતા હતા. જો તે ખુશીમાં હોય તો હંમેશ પાંચ મિનીટ આગમચથી પોતે એકલો (અથવા કદાચ પોતાનાં ધણીયાંણી સાથે બી) તે અગાસીપર આવી એક મુરબ્બીને છાજતી મમતાથી મુછમાં હસ્તો તેમની રમત ગમતો તપાસતો, કે જે બધો વખત પોરયાઓનાં દીલમાં કુતરાં બીલાડાં દોડતાં, અને પછી ઠંડે કલેજે અને ખુશ સ્વભાવે "કલાસમાં!" એટલા બોલ બોલતો; પણ જ્યારે તે ચીરડાયલો હોય ત્યારે રડતા બળતા હોરાજીની પેઠે ખાધેલો કરડેલો અગાસીપર આવી તુરત "કલાસમાં!" એમ ગગડાત કરતો, ને ત્યારે પોરયા જાંણતા કે આજે માસ્તરનો 'કાંદો ખીલેલો' છે.

આજે તેમજ હતું. માણેકજી માસ્તરનો મિજાજ આજે ગયલો હતો એ તેનાં પોકારવાપરથીજ સ્પષ્ટ સમજાતું હતું.

કલાસ ભરાયો, અને પછી એક પાદરીને છાજતી ગંભીરતાથી તેવાંજ ગંભીર અને દબદબાભરેલાં કદમે માણેકજી માસ્તર આવીને પોતાની ખુરસી ઉપર બીરાજ્યા.

"આપણે ઘણે દીવસે એકઠા મલ્યેચ," માસ્તરે હવે પોતાનું સુભાખીત ભાશાંણ ચલાવ્યું, "પણ લેસન ચલાવા આગમચ મારે એક બીજી બાબદ ઉપર ધ્યાંન આપવું છે."

પોરયાઓ હયાં ચોપડી બંધ કરી હાંસના જેવી ડોકી બાહેર કાઢી દરેક જણુ આતુરતાથી સાંભળવા બેઠો.

“મારાં જાણ્યામાં એક વાત એવી આવી કે જે મારાં માન્યામાં બી નહીં આવતે,” માસ્તરે પાછું ચલાવ્યું, “પણુ તેના ખાત્રીપુર્વક ખુલાસા ને ખરી સાબેતીઓ પછી મેં બેશુમાર અચરતી વચ્ચે તે વાત ખરી માની છે, ને તે વિશે આજનાં લૅસન હાથમાં લેવા આગમચ હું બોલવા માંગું છું.”

યા ખુદા! ભીખાજીઆને વાસ્તે આ શું હર્ષીત સમાચાર? શું ત્યારે માસ્તરે તેવણુની ખરી વાત અંતે કોઈ રીતે જાંણી? તે વિશે નહીં તો હમણાં એટલાં મોગમમાં તે કોણુ વિશે બોલતો હોય?

“તમે જાંણોચ કે મારે ત્યાં ખાવા પીવાનું કંઇ કમ નથી,” માસ્તરે પાછું ચલાવ્યું, ને ભીખાજીઆએ બલાપો કીધો કે વળી સત્યાનાશગીયો એ જાભરવાની વાતપર કયાં છલાંગ મારી ગયો— “મારે ત્યાં ખાવા પીવાનું પુરતું છે તે છતાં જ્યારે મારા નીશાલીયાઓ મને નાફરમાન થઇ મને નાપસંદ ચીજોથી પોતાનું હોજરૂં ભરવા માંડે, ત્યારે તે વાંક ઠપકાનેજ લાયકનો નહીં પણુ સખત સજાને લાયકનો થાય છે. મારો હોકમ તે મારા છોકરાઓને વાસ્તે એક કાયદા સમાન થવો જોઇએ, ને તેમ છતાં જ્યારે દુકતાઓ નાફરમાન થાય ત્યારે તેની સખત ખબર લેવાની મારી ખાસ ફરજ છે.”

માણેકજી માસ્તર અહીં પોતે પોતાનું દુ:ખ કાઢતો હતો. આગલ તેની નિશાળમાં કોઇ છોકરાએ ઘણું ખાટાં બોર વગેરે ખાધું તેથી તે પોરયાને ખહીની કસર લાગુ થઇ, જેનાં પરીણામમાં તે પોરયાના બાપે એ બૉરડીંગ સ્કુલના માસ્તરપર ‘ઝાડ તોડી પાડયાં.’ તે દિવસથી માસ્તર ઘણોજ ચોંકેલો રેહતો હતો, ને સ્કુલમાં પેપરમીત, બોર વતરેગે બચ્ચાંઓને પ્યારી ચીજ ખાવાની સખત

મનાઇ ફરમાવેલી હતી. એટલાવાસ્તે એ મનાઇ ઉપરાંત જો કોઇ પોરચો તે વાંકમાં સપડાતો તો ભવિશમાં વળી ઉપર કહ્યું તેવો "સીન" અટકાવા તે બને તેમ સખત સજા કરી તે વાંકની ખબર લેતો.

"પેસતનજી," માસ્તરે આટલા લાંબા દીબાચા પછી પેસુ ભેંસનાં નામપર ગગડાત કીધો, "ઉભો થા. ગઇ કાલે રેલવે ત્રેનમાં આએ અરદેસરે તુંને ખાત્તાં સરેલાં કોહેલાં બોર ખાતો પકડયો હતો તે તુંને ખબર છે? મેં તેને માટે તુંને 'ઇમપોઝીશન' લખવા આપ્યું હતું તે કાંહાં છે?"

પેસુ ભેંસ ધ્રુજતો ધ્રુજતો ઉઠયો. તેવણુ મઉલા જાંણુતા હતા કે ગાડીમાં વાત થઈ હતી તે માસ્તર વીસરી ગયો હોશે, પણુ આએ રીતે વકી ઉપરાંત માસ્તરે 'ઇમપોઝીશન'ની માંગણી કરવાથી તેના ગુરા ગગરી ગયા.

"ન—નહીં મ—મારતર," તે જેમ તેમ બોલ્યો, "સ—સાહેબ, ન—નથી લખ્યું."

"તે નહીં ચાલશે," માસ્તરે ડોલા ફેરવી નાખી વાત કરી, અને પછી ખાનામાંથી એક લાંબી નેટર કાઢી; "મારા વર્ગમાં નેટરનો ઉપ્યોગ મને પસંદ નથી, પણુ તારા જેવા નાફરમાન છોકરાઓને એથી ઓછી સજા ઘટતી નથી. હાથ કાઢ!"—અને માસ્તરે તેને છ સખ્ત ઝપેતા ઝપેટયા.

પેસુ ભેંસ એક ભેંસનીજ પેઠે બરાડ મારતો બોર બોર જેવાં આંસુએ રડતો ને જેમ બન્યું એમ હાથ ચાંપતો જઇને પોતાની જગ્યાપર બેઠો, ને ત્યાંથી ભીખાજીબાપર ફાડી ખાનારાં જનાવરના જેવા ડોલા કાઢવા લાગ્યો. તેની આ નામોસી—આ સખત સજાનું મુળ એ ચારયો અરદેશર હતો એમ તે સમજતો હતો, ને તેનાપરનો તેનો ખાર તેથી હવે ઘણો વધી ગયો હતો.

"અરદેસર," માસ્તર હવે બીખાજીબા તરફ ફરી બોલ્યા, " મારી જે વાતપર ઘણીજ સખત નાપસંદગી તે વાંક મને પકડી આપવા વાસ્તે તુંને સાબાશી ઘટેચ, ને ક્લાસ તરફથી તેમજ મારી તરફથી હું તારો ઉપકાર માનુંચ."

'અરે, મુવો તું!' બીખાજીબા મનમાં બરબડયા; 'હું જાણું કે કમબખત મારી વાતપર આવશે ત્યારે લાવી લાવીને લાયો ત્યારે તો એજ જુનો રૂદણુપાટલો! તે વાત કરીને નો સાંબો હું દુઃખી થયો, ને હજી તો પેલો દેવ શાબેથી દાકણુના જેવા ડોલા કાહારેચ!'

એવી કીસમના આપણા નાસીપાસ—નાઉમેદ થયલા બુઢા બીખાજીબાના વિચારો હતા.

" હવે મારે એક અચબુચ તપાસ લેવી છે," એ પછી માસ્તરે કહ્યું. " દરેક જણ મારી નજરોબાર પોતપોતાના કોથલા ખાલી કરે, ને મને બતાવતા આવે કે તેમાં એવી નજીસ અને કમકમાટભરેલી કશી ચીજ તેઓ રાખતા નથી."

તારાતર ને ઝરાઝર હવે કોથલા ઉંઘડવા માંડયા, ને જેઓના કોથલામાં હતું તેઓએ માસ્તરની નજર ચુકાવી ધડકતી છાતીએ પણ વેહેલું સઘસું આઘુંપાછું કરી નાંખ્યું. માસ્તર પેહેલા છોકરાના કોથલાથી તપાસતો આવ્યો, ને જેમ જેમ દરેક પોરયાના કોથલા એવી એબથી નીરાલા ને નીશકલંક નીવડયા તેમ તેમ તેનો ગુસ્સો નરમ પડતો ચાલ્યો, ને તે સૌ સાથે ખુશ મિજાજે હસીને હસીને પાછી વાત કરવા લાગ્યો.

સૌથી છેલ્લા આપણા વ્હાલા બીખાજીબા હતા! તેવણે તો કોથલો ઉંઘાડીને તપાસવાની બી દરકાર નહીં કીધી. શાંની કરે? તેવણ શું બુચા હતા? એવી એબદશા જેવી ચીજોનો તો તેવણુને બી સદાનો કંટાલો ને કમકમાટ હતો તે તેવણ જાણુતા હતાજ.

માસ્તર સૌથી છેલ્લો તેવણુ આગલ આવ્યો. "અરદેશર," તેણે કહ્યું, "તારાપર તો મને વિશ્વાસ છે, એટલે તારો કોથલો જોવો બી નહીં જોઇએ, પણ ઇનસાફ એક લાકડીએ થવો જોઇએ તેથી તું બી તારો કોથલો ઉંધારી બધું ખાલી કરી બતાવ."

અલબત, ભીખાજીબાએ કોથલો ઉંધાડયો ને ઉપરથી ચોપડીઓ કાઢી ખાલી કીધો—તો આફતોપર આફત ! તે કોથલામાં ખાત્તાં બોરના તો ઢગલા હતા—તહરેવાર પેપરમીટોના તો જથ્થા હતા—ને વધારે, અરે વધારે તો એ કે ચીકણી સોપારીના બેશુમાર કટકા હતા ! !

ભીખાજીબાના ભોગ ફરી વલ્યા ! તેવણે ચાહયું કે એજ વખતે ને એજ પલે જમીન ફાટી જઈ તેવણુને ગલી જાય, પણ કમબખ્ત જમીન કાંઇ ફાટી નહીં ને વળી પાછા તેવણુ તેમાં ગરક કાંઈ ગયા નહીં.

હવે જોઇ લેઓ પેલા છોકરાંઓનાં કોઠાં ! તે ફત્તેહની ગરૂરીથી ખીલી રહયાં હતાં. લોર્ડ કલાઇવ કે નેલસન કોઇ માહાભારત ફત્તેહથી નહીં ખુશી થયા હશે તેવી ફત્તેહની મગરૂરી ચારયા અદીની આ હીણપત્તીભરી હારથી દરેકેદરેક છોકરાનાં મોંપર પ્રગટ પસરી નીકલી !

અને માસ્તર ? તેનું કોઠું તો સભી પારવા લાયકતુંજ થઇ ગયું. તેની તો અકકલજ ગુમ થઇ ગઇ !

ત્યારે હવે એ બચારા નીરદોશ નીરપરાધી ભીખાજીબાનું થશે શું ? શું તેવણુ જેવા પાંસઠ વરસના ડોસાજી—બુજોર્ગ વેપારી ને ભણનાર ગરનાર પહરેજગાર—ત્રણ ત્રણ બચ્ચાંના બાપને પેલા પેસુ ભેંસની પેઠે નાદાન દુકતાઓની વચ્ચે નેટરના ફટાફટ ફટકા ખાવા પડશે ?

ઓ, એ વિચારમાંજ આખી દુન્યાનો ગજબ સમાયો હતો !



## પ્રકરણ ૧૦ મું

## ભીખાજીબા કલાસમાં.

પણ તેઓને માસ્તરે મારયા નહીં.

તેવણના વડવાઓનાં—તેવણના બાપ કાકાનાં કીધેલાં પુન તેવણની આડે આવ્યાં, તેથી માસ્તરનાં દીલમાં એજગેબી રેહેમ ઉતરી, અને માસ્તરે તેવણને મારવાને બદલે બાંકપર ઉભા થવાની સજા ફરમાવી !

"તારો વાંક પેસુ ભેંસના વાંક કરતાં બી ઘણો મોટો છે." માસ્તરે ગગડાત કીધો. "તું પોતે બોર, પેપરમીટ અને એવી નજીશ ચીજો તારા કોથરામાં રાખેચ, અને ખાએચ, અને બીજા છોકરાઓની સાંખો સતો થવા ફરીયાદ લાવેચ. એવા વાંકો—"

"અરે માસ્તર," ભીખાજીબાએ ફગલીને કહ્યું, "હું તદન નીરદોશ છેઉં. હું કાંઇજ જાંણુતો નથી. એવી એબદશા ચીજનો મને તો હંમેશ કમકમાટ છે. હું મારાં ઘેરમાં એવું એવું કશું રાખવા દેતો નથી—કોઇને ખાવા બી દેતો નથી."

"તારો એ બચાવ તદન લુલો છે," માસ્તરે ગુસ્સાથી કહ્યું. "તારા જેવા જુઠા ને ઠગારાને મારની સજા કરતાં બી વધારે સખત સજા ઘટેચ—ઉભો રેહ તુ બાંક પર બે કલાક."

"બે કલાક ?" ભીખાજીબાએ ફાલ ખાઇને કહ્યું; "અરે માસ્તર, મારા પગે નજલો છે ને મેં હમણાં હમણાં જેમ તેમ તે સારો કરાવેલો છે, ને જો તમે મને બે કલાક ઉભો કરશો તો હું પગે રદ થઈ જવશ !"

"તે સૌ સમજવાનું કામ મારૂં છે," માસ્તરે થથરાવી નાંખનારી રૂપે કહ્યું, "ઉભો થા તું ચુપચુપ !"

અને ભીખાજીબા બાંકપર ઉભા થયા. ઘરડે ઘડપણ આવી નામોશી! આવી હીણુપસ્તી!

'ખોદા એવો દહારો કેઇ દુશમેનને બી નહીં બતાવે,' તેવણુ અરધા રડી પડીને મનમાં બબડયા; ગુંઠણુ જેટલા દુકતાઓના એક મોટા ભરેલા કલાસમાં તેવણુ જેવા પાંસઠ વરસના એક ડોસા દીવાદાંડી હોય તેમ બાંકપર ચઢીને ઉભા રેહ, ને તે દુકતાઓ ચોપડીઓમાંથી મોઢાં કાઢી માસ્તર નહીં જોય તેમ તેવણુના ચાલા ચસ્કા ને ઠીઠીઠાઠા કરી તેવણુનું ગેરવે, તે શું જેવી તેવી નામોશી હતી?

ત્યાર પછી લૅસન ચાલ્યાં, ને માસ્તર બદલાયા. પેહેલાં ફારસીનો કલાસ હતો ને તે શીખવવા રૂસતમ આગા નામનો એક ઇરાંની પારસી આવતો હતો. તેને છોકરાઓ બદતા ન હતા. તે અલલટપે પોતાનું કામ કરી ચાલ્યો જતો. છોકરા શીખે કે નહીં શીખે તેની તેને કનવાર ન હતી. જેઓ ઉમંગથી શીખે તેમનેજ શીખવીને પોતાનો પગાર હલાલ કરવામાં તે પોતાની ફરજ પુરી થયલી સમજતો હતો. તેનું પરીણામ એ થતું કે પોરયાઓનો મોટો ભાગ બેસીને સ્લેટપર ચીત્રાંમણુ પાડતા, કે પેનદાવ અથવા પાનસોપારી રમતાં, ને ફકત પોતાની વારી આવે ત્યારે કાંઇ લુલો લુટરો જવાબ આપીને જગ્યા લેતા.

'હેકાયત' વાંચવાની હતી, ને માસ્તરનાં આવવા પછી પોરીયાઓએ ચોપડી હાથમાં લીધી, પણુ ભીખાજીબા તો અવર જેવા ઉભાજ રહયા. તેવણુની જાંણે બલા કે હેકાયત ફેકાયત તે શું હશે? તેવણુના વખતમાં ફારસી કોણુ શીખી શીખવીને મરી ગયા હતા જે તેવણુને ફારસી આવડે?

પણુ માસ્તરે તેવણુને ચોપડી લેવા હોકમ કીધો, ને જે હાથમાં આવી તે ચોપડી ખેંચી કાઢી, ઉઘાડી, પોતાના મોંઢાંને પરડો કરી

તેવણુ ઉભા. આવા બુઢાપામાં તેવણુપર શીખવાનો જુલમ કરવામાં આવે એ શું ખમાય તેવો ગજબ હતો ?

'એ નહીં ચાલશે,' ભીખાજીબા મનમાં બરબડયા. 'બપોરે જમવાનો ઘાંટ વાગે કે હું હીંમતથી માસ્તર આગલ જઇ માંડી મેલીને સઘલી વાત કહી દેઉં. એમાં એટલું બીહીવાનું શાંનું ? મેં કોઇના બાપની ચોરી તો નથી કીધી ? એ તો એક અકસમાત થયો. જેમ તે મને થયો તેમ મારી જગાએ માસ્તર હોતે તો તેને બી થતે ?''

અરે અરે, જો તે સત્યાનાસગીયા પથ્થરને તેવણે ગોખલા પર રાખવાને બદલે પેટીમાં પૅક કરી મુકયો હોતે, જો નખ્ખોદ-ગીયો જીવણો ગાડી જોતરાવા ગીયો તે ત્યાંજ દટાઇ ગીયો નહીં હોતે, જો તેટલો વખત તેવણુ ડાહયા કાગડા થયા ને અદીને ઘેલી ગાંડી શીખામણ આપવા બેઠા તેમ તેવણુ નહીં કરતે, જો તેવણે ઘેરમાં ને ઘેરમાંજ સઘળાંઓને બાપોકાર હીંમતથી ખરી હકીકત કહી દીધી હોતે, તો તેવણુપર હમણાં જે ચુઠણાં પડે છે ને હજી પછી જે ચુંઠણાં પડશે તે પડતે નહીં !

ભીખાજીબાએ નજલાની બીહીક બતાવી હતી તેથી માસ્તરે તેવણુને બે કલાક ઉભા કીધા નહીં, ને અરધા કલાકમાંજ બેસાડી દીધા; પણ તે અરઘો કલાક ઉભા રેહેતાં બી તેવણુના જીવને પુછવું પડયું હતું. તેવણુને પાંચ મિનીટ ઉભું રેહવાની તબેહ નહીં ને એક અરઘો કલાક તેવણુ થાંબલાની કાંની ઉભા રહયા તે તેવણુ બચારાને વાસ્તે થોડું દુઃખ હતું ?

ભીખાજીબા આજે ન્યાત બાહેર હોય તેમ ફારસી પછી જે લૅસન લેવાયાં તેમાં તેવણુને માસ્તરોએ દયાથી 'મરવા દેવા' ના હેતુથી કાંઈ પુછયુંજ નહીં એટલે ટુકડેથીજ પટયું. તેઓએ જોયું

કે એને ઘણી સજા થઇ છે તેથી આજનો દહાડો અખાડા કરી જવા, ને તેથી તેવણુની તમામ બીનવાકેફીની કોઇને ખબર પડી નહીં.

અંતે જમવાનો ઘંટ વાગ્યો ને ભીખાજીબા હીંમત કરી ઉઠયા કે માસ્તર પાસે જાઉં; પણ તે છોકરાઓને જમાડવાની ધામધુમમાં રોકાયલો હતો એટલે તે વખતે તેને કેમ છેડાય ?

સઘળા જમવા બેઠા.

ભીખાજીબા નાસ્તાપરથી તો ભુખાજ ઉઠયા હતા, પણ હમણાં બી ભુખા ઉઠશે કે કેમ ? ખાનેખરાબ માસ્તર છોકરાઓને ત્યાંથી બાચકે બાચકે રૂપયા લેતો હતો, ને તેઓને કેવું ભોજન આપતો હતો તે તો હમણાંજ—જાતી અભ્યાસથીજ—ભીખાજીબાએ જોયું ને જાણ્યું! બપોરનાં ખનાંને વાસ્તે રસ ને ચાવલ કરાવેલા હતા, ને રસ તો એવો કે ગદલું પાણી–બીજું કાંઇજ નહીં !

ભીખાજીબા ભુખાજ ઉઠયા. એવું નજીસ ખાવાતું તે બુઢા શેઠયાને ગલે કેમ ઉતરે ?

ત્યાર પછી રમવાને સૌને ચોગાંણમાં મોકલ્યા કે જ્યાં સીરાંમાં દોડવાની સરત મંડાઇ, ને તે તમાસો માસ્તર અગાસીપર પોતાનાં ધણીઆણી સાથે આવીને જોતો ઉભો, એટલે સઘળા છોકરાઓ જાંણે જીવપર આવીને દોડતા હતા.

ભીખાજીબા તો પોતાની કાંહાંણી કેહવા પછવાડેજ રહી જતે, પણ વળી માસ્તર ફફડી મરે તેનો ડર કરી તેવણુ બી ચોગાંણમાં ગયા હતા. એ વખતે માસ્તરને ખુશ મિજાજે ગેલેરીપર ઉભેલો જોઇ તેને રાજી રાખવા તેવણુ બી તે રમતમાં ભેલાયા, ને વાંચનાર ! અમોને લખતાં બી શરમ આવે છે, પણ ખરી વાત છે તે લખ્યા વના ચાલતું નથી કે પાંસઠ વરસના તે ઉખરા જેવા ભીખાજીબા, આવા બુઢા ને આવા મોટા શેઠયા છતાં, ૧૦ ને ૧૫ વરસની વયના કુડી

બેએક પોરયાઓ સાથે ચદણુચેરા જેવા દોડવા ને ધોંધાટ કરવા લાગ્યા! તેવણુની મતલબ જ્યાં ત્યાંથી માસ્તરને રાજી રાખવાની હતી, કે પછી તેના ખુશ મિજાજનો લાભ લઈ, તેને ખરી હકીકત કહી, ત્યાંથી ખલ્લી જવા ઠીક પડે.

બપોરના કલાસ બેસતાં હસાબ કરવાના હતા, ને તે તો મી. ભીખાજીબાને કીધા વના ચાલે એમ ન હતું, એટલે પાસેના છોકરાની સ્લેટમાંથી કોઇ નહી જોય તેમ બારી આંખે 'ટીકરીગોપ' કરીને તેવણે તે કરવા માંડયું, ને કરડી કુટીને તે વખત પુરો કીધો, કે જ્યારે બાકીનાં લેસનોમાં તેવણુ માસ્તરોનું પોતાની બીનમાહીતગારી માટે કશું બી ખાસ ધ્યાંન ખેંચ્યા વના બચી જઇ શકયા.

ત્યાર કેડે બપોર જેવાંજ રાતનાં હાલહવાલ ખાનાં પછી માસ્તરને 'ગુડ નાઈટ' કરી સૌ સુવા ગયા, ને ભીખાજીબા માસ્તર સાથે વાત કરી લેવાની કશી તક નહીં હાથ આવી માટે હાય અફસોસ કરતા, તે અગતનું કામ હવે તો કાલ પર રાખી, પોતે પણ તે બીજા દુકતાઓ સાથે સુવાના ઓરડામાં ગયા.

ત્યાં દીવસની જંજાલો પછીથી તેવણુની રાતની જેહેમતો પાછી જારી થઇ. પેસુ બેંસ તેવણુનો સૌથી હરડતો દુશમન હતો, ને તેણે બધાઓને ઉશ્કેરી બાપડા ભીખાજીબાનો પાછો મરો કરવા માંડયો—ને તે એટલે સુધી કે તેવણે દુઃખની મોટી મોટી બરાડ મારી, ને તે સાંભળી માસ્તર પોતે ગભરાતમાં દોડી આવ્યો!

## પ્રકરણ ૧૧ મું.

## આશા—નીરાશા.

માસ્તરને જોઇ પોરયાઓના હોસકોસ લેવાઇ ગયા, ને ઘણા ખરા સઘળા તો તેનાં પગલાં વાગતાંજ જાંણે કશાંમાં નહીં હોય તેમ બીછાંણાંમાં પડી ઘોરવા બી મંડી ગયા!

"એ શું ફેસાદ છે ?" માસ્તરે ઘણીજ અચરતીથી ઉંબરમાં ઉભો રહી પુછ્યું.

"ફેસાદ ?" ભીખાજીબાએ બરાડ મારી; "માસ્તર, તમે અહીંજ સુવો, નહીં તો આએ નાંધલા સેહેતાંનો આજે રાતે મારૂં ખુંન કરશે. તમે હમણાં અહી નહીં આયા હોતે તો અત્યારે મારૂં ખુંનજ થતે. એમ કરતાં તમે જો મને એ લોક સાથ એકલો મુકી જાઓ તો એ લોકના પેહેલાં જામીન લેઓ. એ લોક પાસ હાથમચકરા લખાવી લેઓ."

"અરે સાહેબ," પેસુ ભેંસે હવે રડી પડીને ચરત ચલાવ્યાં, "એ સાંખો અમુને મારતો જાયેચ ને બુમ પારતો જાયેચ. તમો સાહેબે એને આજે બાંકપર ઉભો કીધો તેનો એ અમારા પર ખાર કાહારેચ."

"આવું લાઇબલ ?" ભીખાજીબાએ ઘણાજ ગુસ્સાથી કહ્યું. "માસ્તર, હું એ દુકતાપર કાલ ને કાલ સમન લેવા માગુંચ. તમે સાક્ષી રેહજો. એ શું સમજેચ એનાં મનમાં ? એ દુકતાનાં એવાં બોલવાથી મારી હોરમતને ધોકો પોંહોંચેછ, એક વેપારી તરીકેની મારી આબરૂને હીણું લાગેચ—મારી બુર્જોગીને હીણુપસ્તી—"

"બસ, બસ, બસ," માસ્તરે હવે એક ઠબરાક બચારા ભીખાજીબાના ગાલપર ખેંચી કાઢી કહ્યું, "તું આએ વખતે યાતો હદ બાહેર ઢોંગી થઇને આયોચ કે સદંતર મગજથી બેમગજ થઇને આયોચ. ધોંટાઇ જા હમણાં તો. તારા બુઢા બાપની શરમ કરીને તુંને જતો મેલુંચ, ને પછી સહવારે તારી વાત."—ને માસ્તર દુકતાઓના જામીન લીધા વના કે હાથ મચકડા બી લખાવી લેયા વના તે કમનસીબ ડોસાને તે નાતરસ દુકતાઓની દયાપર રાખી ચાલી ગયો.

પણ માસ્તરનાં જવા પછી ભીખાજીઆને દુકતાઓએ છેરયાજ નહીં. તે લોકોએ એક નવું કાવત્રું રચ્યું હતું તેથી તેઓએ ભીખાજીઆને સુવા દીધા.

તેવણ તે કાવત્રાંથી બીનવાકેફ જઇને પોતાના કોચપર રડતા રડતા સુતા, ને ગઇ રાતના ઉજાગરા હોવાથી તેમજ આખા દીવસના થાકેલા હોવાથી જલદી ઉંઘાઇ ગયા.

તે પછી જ્યારે તેવણ ભર ઉંઘમાં પડયા, ને પોતે પોતાનાં ઘરમાં પોતાનાજ છતર પલંગપર પોઢેલા છે એવા ખ્યાલમાં કાંઇક ઘેલો ગાંડો સ્વપ્નો જોતા હતા તેવામાં પાંચ સાત દુકતાઓ ઉઠયા, ને તેવણના કોચની એક બાજુએ જઇ તે ઉઠલાવી નાંખ્યો!

ભીખાજીબા ચીભરાંની પેઠે ભોંયપર પટકાયા, ને તેવણનાં દીલપર કોચ પડયો એટલે હજી તેવણ ઉંઘમાં એમજ સમજવા લાગ્યા કે તેવણ પોતાનાં મકાંનમાં છે, ને ધરતીકંપ થવાથી તેવણ પર એવી ઉલગબરડી ગુજરી. આથી તેવણ પડયા પડયા નોકરોને ફલ ખાતા બોલાવા પડયાઃ "જીવણા, દોલા, માધુ, મસાલ, નખ્ખોદગીયા કાંહાં મરી ગીયા?" તેવણ દુઃખ નહીં ખમાવાથી જેમ સાદ નીકલ્યો તેમ સાદ કાઢી બોલ્યા, ને જ્યારે તેઓ કોઇ નહીં આવ્યા ને છોકરાઓના હસવાનો અવાજ તેવણને કાંને આવ્યો, ત્યારે તેવણ ખબરદાર અને બેદાર થયા, ને જેમ તેમ ઉઠી કોચ સરખો કરી પાછા તે પર પડયા.

ગરીબ બચારાને ઘણું વાગ્યું હતું, અને તેની કલથી તેવણ ગભરાઇને વલી રડી પડયા. તેવણની જેરીમાં આ જખમ ઘણો મોટો હતો.

સહવારે, મગર, માસ્તરને મલવાના હેતુથી તેવણ સકકારે ઉઠયા, અને તૈયાર થઇને હેઠે ગયા. ત્યાં માણેકજી માસ્તર તો નહીં

હતો, પણ બેજનજી કરીને તેવણના હાથ નીચેનો એક માસ્તર બેસીને 'એકસરસાઇઝ' તપાસ્તો હતો. તેણે પ્યારથી ભીખાજીબાને પોતા પાસે તેડયા ને બેસાડયા. "બેસો બેસો મારી આગલ," તેણે માયાથી કહ્યું; "ગઈ કાલે તમોને મોટા માસ્તરે બાંકપર ઉભા કીધા તેથી તમોને ઘણું નરસ લાગ્યું તે હું સમજી શકુંચ. તમારામાં જે જાંણવાજોગ ફેરફાર થયોચ તે હું બરાબર જોઇ શકુંચ."

યા ખુદા! ભીખાજીબામાં જે ફેરફાર થયો તે આ બેજનજી માસ્તર જોઈ શકતો હતો? 'ત્યારે તો એ કદાચ માંણેકજી માસ્તરને બી સમજાવશે,' તેવણે વિચાર કીધો, ને આશાથી ઉસકેરાઇ આવી તેઓ તેની પાસે બેઠા.

"શું તમે ખરેખર મારામાં ફેરફાર થયલો જુઓચ?" ભીખાજીબાએ અચરતીમાં પુછ્યું.

"હું તો તમે આયા ને આયાજ એ ફેરફાર જોઇને પામી ગીયો," બેજનજી માસ્તરે મીઠાસથી હસીને કહ્યું.

"ઘણુંજ અજબજેવું!" ભીખાજીબાએ આશા, ખુશાલી, અચરતી વગેરે લાગણીઓથી લીન થઈ કહ્યું. "તમે એ કેમ જાણી શકયા, માસ્તર, તે મને સમજ નહીં પરતી."

"જુઓ સાંભલો હું કેહુંચ તે બધું ખરૂં કે નહીં તે," બેજનજી મારતરે કહ્યું. "એ ફેરફાર તમારામાં છેલ્લા થોરાજ દહારા થયા થયોચ. તમારામાં હું આગલના પેલા તોફાંની આલસુ નાતાબેદાર અરદેશરને જોતો નથી, પણ એક ફેરવાયલાજ આસામી જોઉંચ; ખરૂં કેની?"

"યા ખુદા, ખરૂં, તદન ખરૂં, બોલેબોલ ખરૂં!" ભીખાજીબાએ હરખથી ખુરસીમાં ઉભા થઇને કહ્યું. "તમો કાઇ ઘણાજ ઘણાજ

કાબેલ માસ્તર છેઓ, ને મને એવી ખુશાલી લાગેચ કે જાણે તમોને હમણાં ભચરીને એક કોટી કરૂં. પણ એ ફેરફાર કેમ થયો તે તમે નહીં જાણુતા હોશો ? ”

“તે બી હું સમજુંચ,” માસ્તરે સઘળું જાંણુવાની ખાત્રીથી હસીને કહ્યું; “તમે એવા ફેરફારની ઇચ્છા કીધી તેથી એ થયું, ખરૂં કેની ?”

“ખરૂં !” ભીખાજીબાએ ખુશ ખુશ થઇને કહ્યું, “બાપના સમ, તમે કોઈ જાદુગર છેઓ.”

“છટ, છટ, બાપના સમ નહી ખાઇએ,” માસ્તરે પ્યારથી સમજાવ્યું,—અને પછી પાછું ચલાવ્યું, “તમે અસલ હતા તે ફેરવાઈ જાઓ એવી તમે ઇચ્છિા બતાવી ને તેમ થયું. પણ તે થવા પછી તમોને એ હાલત ગમી નહીં, વાસ્તે તમે આગલ હતા તેવા પાછા થવા માંગોચ ને હવે નહીં થવાતું, એમજ કેની ?”

“અરે હા, માસ્તર એમજ, તદ્દન એમજ છે !” ભીખાજીબાએ અરધા રડી દઇને કહ્યું.

“તમોને તેથી હવે આએ છોકરાઓ સાથે ઠીક નહીં પરતું હોશે. તમોને એવાં ચેરાંનો ધીક્કાર ઉપજતો હોશે?” માસ્તરે પુછ્યું.

“અરે બોલો ના, માસ્તર,” ભીખાજીબાએ તોબા કરીને કહ્યું; “ફક્ત બેજ દહારામાં હું બેજાર બેજાર થઇ ગીયોચ. સત્યાનાશ-ગીયાઓએ ગઇ રાતે મારો ધોલ્યો—’

“છટ, છટ, એમ ચુગલીખોર નહીં થઇએ,” બેજનજી માસ્તરે વળી સમજાવ્યું; “પણ મેં આએ બધું તમારૂં પારખી કાહારયું તેથી તમે અચરત તો થતા હોશો?”

“બેશક, માસ્તર; તમે એ કેમ જાણ્યું ?”

“મારા પર બી આગલ એવુંજ વીટયુંતું,” માસ્તરે સમજાવ્યું.

"હેં, શું કેહોચ ?" ભીખાજીબાએ ઘણીજ અચરતીથી પોકારયું; "શું ત્યારે ચીનાઓના મંતરેલા એવા ઘણા પથરા દુન્યામાં ભરેલા છે?"

"તમે એ શું વળી કંઇ ઘેલું ગાંડું પુછોચ તે તો હું નથી જાંણુતો," માસ્તરે કહ્યું, "પણ તમારામાં એ ફેરફાર થશે એમ હું તો ઘણા મહીના આગમચથી ધારી ચુકયોતો!"

"અરે શું માસ્તર તમે બી મારા ભઇ," ભીખાજીબાએ લગાર ચીરડાઇને કહ્યું. "તમેજ જાંણીને બેસી રહયા તે શું કામનું? મને કાંય નહીં જરા વખતસર ચેતાવ્યું ? કંઇ નહીં તો એક દોરયાંવારો પોસ્ટ કાર્ડ નાંખતે તો મારા પર આવો ગજબ તો નહીં ગુજરતે ?"

"છટ છટ," માસ્તરે કહ્યું, "તમે સમજતા નથી. હું તો અસલથીજ જાંણુતોતો કે અરદેશર ભીખાજી ગમે એવો તોફાંની છે પણ તેનામાં ઘણા સારા ગુણો છે."

"અરે શાંના પથરાના સારા ગુણો ?" ભીખાજીબાએ પોતાના દીકરાની તારીફથી છેડાઇ પડીને કહ્યું. "નખ્ખોદગીયો નીમકહરામ લુચ્છો. ઠગારો દેવ—" અને ભીખાજીબા વધારે ને વધારે ઉસ્કેરાતા ચાલ્યા.

"નહીં, નહીં, વરી તમે ઉસ્કેરાઇ આયા ?" માસ્તરે નરમ ઠપકો દીધો. "એમ હવે પાંચ પંદર તમે પોતે પોતાને ચોપરી કાઢી તમારાં જીવને નાહેક કદુવા ના માંગો. બધો વાંક તમારા બાપનો છે."

"મારા બાપનો ?" ભીખાજીબાએ અચરત થઇને કહ્યું; "તેને તમે કાંહાંથી ઓલખો ? તેને ગુજરવાને તો આજે પાંત્રીસ વરસ થયાં."

"વરી ચાલ્યા કે મશકેરી પર ?" માસ્તરે અરધું હસીને —અરધું ગંભીરાઇથી કહ્યું.

"મશકેરી ?" ભીખાજીબાએ હવે ગુસ્સે થઇને કહ્યું; "અ-

શકેરી તમે કરોચ કે હું ? મારા સાહેબ, એ બી જાંણે ઢોંગ ધતુ-રાની વાત છે."

"હવે ત્યારે એ તમારાં બોલવાનો મારે શું અર્થ કરવો ?" માસ્તરે હવે તદન ગંભીર થઇને કહ્યું. "તમારામાં ફેરફાર થયો તેથી હું ખુશી થયોતો—"

"તમે ખુશી થયા ?" ભીખાજીબાએ ખુરસી પરથી ઉછળી ઉઠીને કહ્યું, "મારૂં કલેજું બરે ને તમોને ખુશી લાગે ?

"બસ, ત્યારે હું તમારા સાથે વધારે વાત કરી મારો વખત ખોહોવા માંગતો નથી. જાઓ મારી પાસેથી !"—ને તેણે હરકાટીને બચારા નાસીપાસ થયલા ભીખાજીબાને પોતાની પાસેથી હાંકી કાઢયા.

---

## પ્રકરણ ૧૨ મું.

### એક નવ ઉમેદ !

તેવણુ તદન ફફડતા ચટકતા ગયા. બેજનજી માસ્તર ને તેવણુ વચ્ચે વાતચીતમાં શું આંધરેબેહેરૂં કુટાતું હતું તે વાંચનાર સમજી શકશે, પણ ભીખાજીબા સમજ્યા નહીં. માસ્તર ભોલાં દીલનો ભલો માણુસ હતો, ને તે ધારતો હતો કે આગલા અરદેશરે પોતાની તોફાંની તબેહ એકદમ તજી દઇ ડાહયો ને સુધરેલો થવાનો ઠરાવ કીધો હતો, ને તેથી છોકરાઓ તેને હાડમાર કરતા હતા વાસ્તે તેને શીખાંમણુના બે બોલ કેહવા ! ભીખાજીબા સમજતા હતા કે માસ્તર તેવણુમાં થયલો ખરો ફેરફાર સમજી જઇ શકયો હતો, અને તેથી એ દુઃખમાંથી છુટો થવામાં તે તેમને મદદ કરશે; પણ માસ્તરે પછી વાતનું વલું (તેવણુનાં ધારવા પ્રમાણે) ઉલટાવ્યું, તેથી તેવણે જોયું કે તે હાથે કરીને તેવણુને પજવતો હતો—અને બધી દુન્યા તેવણુના સાંમે રૂઠી હતી ! એ ઉપરથી તેવણે ઠરાવ કીધો કે

ચાતો એકદમ માસ્તરને ખરી હકીકત હીંમતથી કહીને ચાલતી પ-કડવી, કે નહીં તો ટાઇમ્સ ને ક્રોનીકલ પર એ કાવત્રું વીગતે છાપવા લખી મોકલવું.

ક્લાસનો વખત થયો, ને કલાસ ભરાયો એટલે ભીખાજીબા લૅસનો પર ધ્યાંન આપ્યા વના પોતાનાં નસીબનો બલાપો કરતા બેઠા. તેવણુની ઑફીસમાં શું અંધેર ચાલતું હોશે, ઘેરમાં શું ઘોંટાળો થતો હશે તેનો તેવણુ અફસોસ કરતા બેઠેલા હતા. તેવણુની બેઠક લાસ્ત હતી એટલે એક બારી આગલ આવેલી હતી, ને તેથી મા-સ્તરના મોંઢાં વચ્ચે આડી ચોપડી ધરીને તેવણુ બાહેરનો મેહમાર નીહાલતા હતા, ને એકાદ ગાડીવાલા કે ગાડાંવાલા કરતાં બી પોતાને વધારે કમનસીબ સમજતા હતા.

પણુ ઓ ખોદા! એકાએક એક વાતની તેવણુને યાદ આવી, કે જેના વિચારના હરખથીજ તેવણુ આજેજ થઇ ગયા. તેવણુનાં ગજવાંમાં પાંચ રૂપીઆ હતા—જે પાંચ રૂપીઆ તેવણે પોતે અ-દીને આપ્યા હતા તેજ તેવણુ અદી થવા પછીથી તેવણનાં ગજ-વાંમાં આવ્યા હતા, ને તે તેવણુને યાદ આવ્યા એટલે હવે પુછવું શું? પુનાથી મુંબાઇનું થર્ડ કલાસ ભાડું રૂપીઆ એ ત્રણેક થાય, ને આ તો પાંચ રૂપીઆની રકમ હતી, તો હવે તેવણુ કોઇને કુ-હયા વગર ત્યાંથી ફુટ કાંય નહીં થઈ જાય?

ટ્રેનનો વખત તેવણુ જાંણુતા ન હતા, પણુ જ્યારે બી તક મલે ત્યારે નજર ચોરાવીને સટી જવાનો તેવણે ઠરાવ કીધો. 'હું જઇને સ્ટેશનપર ભરઈ બેસશ,' તેવણે નકકી કીધું, 'ને જ્યારે ટ્રેન આવશે ત્યારે'—પણુ તેવણુ આગલ વિચાર કરી શકયા નહીં—એટલા બધા હરખથી આજેજ થઇ ગયા!

તેવણુ હરખથી હાથ ચોલવા લાગ્યા—આજવેર તેવણુને એ ખ્યાલ નહીં થયો તે ઉપર તેવણુ અજાયબ થયા. તેવણુ કેવા દુઃખ-

થી બેધ્યાંન બની ગયા હતા તેનો આ નમુનો હતો. તેવણુ માસ્તર-ને પોતાની હકીકત સમજાવવાની વ્યર્થ કોશેશ કરયા કરતા હતા તે કરતાં અત્યારે તો ઘર પોંહોંચી બી ગયા હતે !

હવે ઘીલ કરવાની ન હતી. બપોરે કલાસ ઉઠીને જમ્યા પછી ચોગાંણુમાં રમવા જાય તે વખત નાહાસવાને માટે સૌથી સરસ હતો. આજે સનીવાર હતો એટલે અરધા દીવસની છુટી બી હતી, ને તેથી છોકરાઓ વધારે રમવામાં પડવાનો સંભવ હતો, માટે તેજ વખત ખલ્લી જવાનો સૌથી સરસ હતો.

પણ તેવણુના એ હરખીત વીચારો વચ્ચે પાસે એક ટેંગણુ જેવો પોરયો બેઠેલો હતો તે હોમાયો. "અરે હા જો, અદી, બચા હું તો વીસરીજ ગીઓ," તે છોકરો કે જેનું નામ ખસરૂ ખીશકોલી હતું તેણે કહયું, "લાવની, મારૂં સસલું લાયો કે ?"

ભીખાજીબાનાં ભીંગ ફરી ગયાં. શીખવાને વખતે કલાસમાં એક દુકતો સસલાં સસલીની વાત લઇ આવે તે તેવણુને કદી બી ગમે ? તેવણે ડોલા કકડાવીને કહયું, " આએ સસલાંકુત્રાંની વાત કરવાનો વખત છે કે, દુકકર ? ધ્યાંન આપ તારાં લેસનપર!"—ને તેવણુ પાછા પોતાના ખુશીના વિચારો વચ્ચે એકલા પડવા બાજુ થયા.

પણ ખસરૂ ખીસકોલી કાંઈ જેમ તેમ ભીખાજીબાનો પીછો મુકે તેવો પોરયો નહીં હતો. "એટલે, બચ્ચા, તું એમ કરીને પત-રી જયેચ કે શું ?" તેણે માસ્તર નહીં જોય વાસ્તે ચોપડી આડી રાખીનેજ કહ્યું; "હમણાં ને હમણાં મારૂં સસલું આપો!"

" પણ સત્યાનાશગીયા તારાં સસલાંપર હું બેઠેલો તો નથી, જોની ? " ને ભીખાજીબા પોતાના વિચારો સાથે એકલા પડવાને એવા આતુર હતા કે તેની જેમ તેમ ખાત્રી કરી પીડા પટાવવા ઉઠીને તેને પોતાની જગ્યા બી પણ બતાવી !

પણ તેથી બી ખસરૂ ખીશકોલી કાંઇ સમજ્યો અથવા ચુપ થયો નહીં. "એવા ઢોંગ હું કંઇ સમજતો નથી. મારા પઇસા એમ કરીને તું ખાઇ જશે કે? હં: હં: હં:" તેણે અરધું રડીને કહ્યું, "મારા બાવા મને મારશે. મારૂં સસલું લાવ અત્તર ઘડી."

પણ ભીખાજીબા સસલું હોય તો લાવે કેની? આએ ચદનચાઇ દુકતો મોનાંમાંથી બોલ નીકલતાં ભીખાજીબાને સસલું પેદા કરવા કેહતો હતો તે કેમ બને? તેવણ બચારા સસલાંની વાત તે શું જાણે?

પણ તેવણનાં સારાં નસીએ માસ્તરનું એ ગરબડપર ધ્યાંન ખેંચાયું, ને તેથી તુરત વેલા બીહીને બીજા છોકરાઓનાં સમજાવવાથી ખસરૂ ખીસકોલીએ તે વાત ત્યાં માંડી વાલી. સઘળાઓએ આપસ-આપસમાં નક્કી કીધું કે બપોરે ચોગાંણમાં એની પાસે સસલું લેવું ને ફૂર લેવું!

એમ થવાથી ભીખાજીબા પાછા પોતાના વિચારો સાથે એકલા પડયા, ને હરખથી છલછલ થતી છાતીએ બપોરે ચોગાંણમાંથી કોઇ નહીં જોય તેમ વટેણા વાવી જવાનો તેવણે ઠરાવ કીધો.

શું તેવણ પોતાની એ સર્વોતમ ઉમેદમાં ફાવશે?

---

## પ્રકરણ ૧૩ મું

## નાહસવાની તૈયારી.

બપોર પડી.

એ બપોરે નાહસી જવાનો ભીખાજીબાને અચબુચો વિચાર થયો કે તેવણ બપોરની રાહ જોતા બેઠા હતા, પણ આજે તેવણને વખત જેટલો ધીમો, હઠીલો અને કંટાલાભરેલો લાગ્યો તેવો તેવણની આખી જીંદગીમાં કદી લાગ્યો ન હતો. બપોર થતાં આ-ગમચ જે બે કલાક તેવણને કલાસમાં કાઢવા પડયા તે તેમને બે જાલેમ જમાના જેવા લાગ્યા!

પણ અંતે બપોરની છુટીનો આવકારદાયક ઘંટ ઠોકાયો, અને ભીખાજીબાની છાતીમાંના ધપકારા વધારે જોરથી ચાલુ થયા.

તેવણ બીજા છોકરાઓ ભેગા સરેસ્તા પ્રમાણે જમવા તો બેઠા, પણ તેવણ જે બુક મોઢાંમાં લેતા તે ગલાંમાંથી ઉતરવા આગમચ દુચો થઈ જતો, ને ગલાંમાંથી ઉતરીજ નહીં શકતો હતો.

તે દીને સનીવાર હતો, એટલે જમ્યા પછી એક કલાકે ચોગાંણમાં રમવા જવાની છુટી મલી, અને ભીખાજીબા બી બીજા છોકરાઓ સાથે રમવાને મસે હેઠે ગયા; પણ જવા આગમચ તેવણે ગજવાંમાં રૂપીઆ સંભાલથી તપાસી જોયા–તેજ પાંચ રૂપીઆ કે જે તેઓએ અદીને ગજવાંખરચ માટે એક નવાજેશ તરીકે આપ્યા હતા. જો તે ડોસાજીને તે વખતે કોઇ જણાવવાની મેહેર કરતે કે એ પાંચ રૂપીઆ તેવણનેજ કામ લાગવાના છે તો તે પાંચ પર બે મીંડાં વધારીને આપવાને બી તેઓ આંચકો ખાતે નહીં, પણ હાલ તો જે તેવણનાં કીસમતે તેવણને મલ્યા હતા તેજ ગનીમત હતું, ને તેપરજ તેવણની ફત્તેહનો સઘળો આધાર હતો.

એ પાંચ રૂપીઆમાંથી તેવણ ટ્રેનખરચ ને ગાડીભાડું કરવાના હતા. તેવણ રેલવેમાં હંમેશ તો ફર્સ્ટ કલાસની ટ્રૅવલ કરનારા હતા, પણ હવે આ ખુટેલી ખરચીમાં તેવણ થર્ડ કલાસમાં બી ઘેર પોંહોંચી જાય તો તેવણને મનસે બરજાહનમ!

અને ઘેર જાય તો તેવણ પોતાના નાપાક દુકતાના કેવા હાલેહાલ કરી નાખે! લુચ્છા અદીપર તેવણને હવે એક બાપનો પ્યાર તો નહી પણ એક દુશમનનો ખાર આવતો હતો.

પણ બાપનો પ્યાર? બાપનો પ્યાર શાંનો? પોતાના પેટના દીકરા અદીપર ભીખાજીબા બાપનો પ્યાર ધરાવતાજ કયાં હતા? જો તેઓ તેવો પ્યાર રાખતા હોતે તો તેવણને કદી બી આ જે

માહભારત સંકટો સોસવાં પડે છે તે સોસવાં પડતે? જો તેઓ પોતાના દીકરાપર પ્યાર રાખતે તો સ્વભાવિક રવેસે દીકરો તેમના પર પ્યાર અને માન ધરાવતાં શીખતે, અને ત્યારે તે પોતાના બાપનો એવો બુરો હાલ કદી બી કરી મેલતે નહીં; પણ ભીખાજીબાએ પોતાના દીકરાને કદી બાપના પ્યાર ને બાપની કાલજીથી ચાહયો નહીં—તેની તરબીયત ને તાલીમપર જે જોઇએ તે કીસમે ધ્યાંન આપ્યું નહીં, ને તેનાં ચેડાંથી કંટાલી તેને પોતાથી જ્યાં ત્યાંથી દુર રાખવા એક બૉરડીંગ સ્કુલમાં દાબેલો રાખ્યો–તે શું તેઓને એક બાપ તરીકે છાજતું હતું? તે દીકરો નિશાળમાં કેમ ચાલે છે તે પર તેઓ કદી ધ્યાન આપતા ન હતા, અને તેવા એક બેકદર બાપને એક બોધ મલવો ખચ્ચીત જરૂરનો હતો, જે બોધ તેવણ બચારા જાતી અનુભવ ને હાડમારીથી હમણાં મેલવતા હતા!

ચોગાંણમાં જતી વખતે જોડ થઇને સ્કુલમાંથી નીકલવું પડતું હતું, અને તેથી દીનો ચગડોલ નામે એક પોરયો હમણાં ભીખાજીબાનો ગોઠયો અથવા જોડયો થઇ ચાલતો હતો.

આએ દીના ચગડોલને ભીખાજીબાની (તે ધારતો હતો તેમ અદીની) ચાલ પર બેહદ અચરતી લાગ્યા કરતી હતી, અને તેથી તે તેમને તે વિશે ખુલાસો પુછવા તલપીજ રહયો હતો તે આ તક હાથ કરી લીધી.

"કેમ બચ્ચા," તેણે પુછયું, "તું આએ વખતે આયોચ ત્યારનો મને તો વટારતોજ નથી? હું તો તારામાં કાંઇ જબરો ફેરફાર થયલો જોઉંચ?"

"હેં શું? તું મારામાં ફેરફાર જોએચ?" ભીખાજીબાએ વળી આશાથી ઉશ્કેરાઈ આવી કહ્યું.—પણ બીજીજ પલે તેવણને પેલા બૅજનજી માસ્તર સાથ થયલી વાતચીત યાદ આવી ગઈ, અને

તે વખતે તેવણ કેવા ઠગાયા હતા તે યાદ આવતાં નાસીપાસી તેવણપર પાછી ગાલેબ આવી.

"હું તો ખચ્ચીત ફેરફાર જોઉંચ," દીના ચગડોલે ભીખાજીબાનાં મગજમાં વિજલીની ઝડપે પસાર થયલા તે વિચારો પામી જ્યા વના કહ્યું; "તું આગલનો નાચતો કુદતો તોફાંણી અને બધાને ખુમમરાઉ અદી નથી!"

"પણ ત્યારે હું તુંને લાગુંચ કોણ?" ભીખાજીબાએ હજી વળી પાછા થોડા આશાવંત થઇ પુછ્યું, 'કેમકે,' તેવણે મનમાં વિચારયું, 'જો એક બી સાક્ષી મલી જાય તો પછી ત્યાંથી માસ્તરને ખરી વાત કહી ભપકામાં જતા રેહવાને સગવડથી બની આવે!'

"તું મને કોણ લાગેચ?" દીના ચગડોલે ગંભીર રોબથી કહ્યું, "હું તો કસમ પર ખરૂં કેહુંચ કે તું જાંણે તે આગલા અદીનો ડાહયો દોહરો ડોસો બાપ હોય તેવો લાગેચ!"

ભીખાજીબાએ ચોંકીને કુદકો મારયો, ને દીના ચગડોલનો હાથ મજબુત પકડયો! "અને તું એ વાત કસમપર કેહેચ? ખાત્રીથી કેહેચ?" ભીખાજીબાએ ઘણાજ ઉશ્કેરાઇ આવી કહયું; "ચાલ અત્તર ઘરી માસ્તર પાસ!"

દીનો ચગડોલ તો દધાઇજ ગયો!

'આજે એ ચરેલો એમ શું કરતો હોશે?' તેણે મનમાં વિચારયું; 'વાત કરતાં કરતાં માસ્તર પાસ શાંનો ધસરી જવા તૈયાર થયો!'

"માસ્તર આગલ આવી તું એ વાતની કસમ ઉપર ખાત્રી આપ," ભીખાજીબાએ માંગી લીધું, "કે માહરો અહીંથી છુટકો થાય, ને મને ઘેર જવાની રજા મલે!"

"ને તારો ધાંખરો?" દીના ચગડોલે મોગમમાં પુછ્યું.

"ધાંખરો ?" ભીખાજીબાએ અચરત થઇને કહયું, "ધાંખરો કોણ ?"

"હે, જાંણે બીચારો અજાણી અંમા !" દીના ચગડોલે ધુમ હસીને કહયું; "બચ્ચા, પાછો જાતપર ચાલ્યો કે ? પણ વારૂં, અદી, હું એમ પુછું કે તું ગઇ વખતે કહી ગીયોતો કે તારો બાપ તો હવે આજે મરે—કાલે મરે જેવો થઇ રહયોચ તે ઢપી જશે તો તું ઇસ્કોલમાં હવે પાછો આવશેજ નહીં, તે ત્યારે હવે તારો ડોસો કેમ છે ? કમબખત તાકો ધરી કરવાની તૈયારીમાં છે કે નહીં ?"

ભીખાજીબાએ દીના ચગડોલનો પકડેલો હાથ મુકી દીધો—નાસીપાસીથી ફેંકી દીધો. તેવણે જોયું કે વળી હયાં આગલના જેવુંજ આંધરેએહરં કુટાયું હતું, ને સાંમુ નફામાં તેવણનો દીકરો આ નિશાલે ચંપાવાનાં દુઃખે તેવણની ટાકો ધડી કરવાની કેથો રાહ જોતો બેઠેલો છે એ વાતની તેવણને માહીતી મલી !!

"જા બાપુ, તારે રસ્તે ચાલ્યો જા," ભીખાજીબાએ દીના ચગડોલના હવે વધતા જતા ગુંચવાડા ને બેશુમાર અચરતી વચ્ચે કહ્યું; "મારે તારી સાથે જાસ્તી વાત કરવીજ નથી."—અને હવે તેઓ ચોગાંણુમાં પોંહોચ્યા હતા તેથી ભીખાજીબા તેના પાસથી ખસી ગયા.

ચોગાંણુમા કાંઇ બધાજ રમતા ન હતા. કોઈ ટોલાં થઇ વાત કરતા હતા, તો બાકીનાઓ તહરેવાર જુદી જુદી કીસમની રમતોમાં રોકાયલા હતા. ભીખાજીબાનું, મગર, સઘળું ધકધ્યાંન તો ત્યાંથી સ્ટેશન તરફ ખલ્લી જવાનું હતું, પણ ચોગાંણમાંથી તેઓ નીકલી જતાં પકડાઈ આવે તો વળી બધો ધાંન બગડે તેથી તેવણે હીંમતથી માસ્તરપાસે માથું દુખવાને બાંહણે બંગલામાં જવાની રજા લઇને ત્યાંથી જવાનું ઠરાવ્યું. તેઓએ એ વિશે કાઉ કાકરી નામના એક પોરયાની સ-

લ્લાહ બી લીધી. "બચ્ચા કાઉ," તેવણે તેને બાજુ લઇ જઇ પુછ્યું, "મારૂં માથું આજે ઘણું દુઃખેચ, ને તેથી હું બંગલામાં જઇને મારા ધોલ્યાપર સુઈ જવા માંગુંચ તે રજા તો મલશે કેની?"

"તે કાંય નહીં?" કાઉ કાકરીએ અચરત થઇ કહ્યું. "તું આજે ઇસ્કોલમાં નવો આયો હોય તેમ શું એ ઢોંગ લઈ આયોચ! શું તુંને ખબર નથી કે પેલી ગમ એજનજી ને બરજોરજી બેઉ માસ્તરો બેઠેલા છે તે બેમાંથી એકની રજા લેઇને જવાનું?"

ભીખાજીબા આ સલ્લાહ માટે કાઉ કાકરીપર એવા ખુશ ને ખુરબાન થઇ ગયા કે દપ દઇને ગજવાંમાં હાથ નાંખી તેવણુ તેને એક બેઆંની ભેટ આપી દેવા જતા હતા, પણ તેટલામાં તેવણને યાદ આવી ગયું કે તેવણુ પાસ ફકત પાંચજ રૂપીઆ બલેલા હતા, ને તે ટુંકડી પુંજી તો તેવણે જેમ બને એમ સાચવીને રાખવી હતી, એટલે તેવણે હાથ ખાંચ્યો.

હવે ત્યારે વખત ખોહવાનો ન હતો. પેલો માણેકજી માસ્તર જો ચોગાણમાં આવે તો તેના પાસે માથું દુઃખવાને બાંહણે બી રજા માંગવાની તેમની હીંમત નહીં ચાલે, તેથી જેમ બને એમ જલદી એજનજી અથવા બરજોરજી માસ્તર પાસ રજા લેઈ ત્યાંથી છુટ થવાને તેઓએ નક્કી કીધું.

પણ એજનજી માસ્તર પાસ તો છુટી મંગાયજ નહીં, કેમકે ઉપર સમજાવ્યું છે તેમ તેના સાથે તો તેવણે વધેરી લીધેલું હતું, અને તેથી બરજોરજી માસ્તર કે જે છોકરાઓની રમતગમત પર તેની ફરજ હતી તેમ દેખરેખ રાખવાને બદલે એક ખુણાંમાં "કાવલાની કાંહાણી" વાંચવાં બેસી ગયો હતો તેના આગલ તેવણુ ગયા.

"માસ્તર સાહેબ," તેવણે ઘણીજ નમનતાઇથી કહ્યું, "હું બંગલામાં જાઉં? મારૂં માથું ઘણું દુઃખેચ."

"માથું દુઃખેચ ?" બરજોરજી માસ્તરે હજી અરધું વાંચવામાંજ ધ્યાંન રાખી પુછ્યું, "શાએ ?"

આ સવાલથી ભીખાજીબા ગભરાઇ ગયા. તેવણે તો એવા એક બી સવાલની વકી રાખી ન હતી, ને તેથી એ અચણુચ સવાલ થયાથી તેવણ ચોંકયા, ગભરાયા, ફગલાયા, તોતરા બોબરા થઈ ગયા!

"જી—જી મને—મારૂં માથું દુઃખેચ," ભીખાજીબાએ જેમ તેમ જવાબ દીધો. "મારા ડાકટરે ખાધા પછી ત્રણ કલાક સુધી કોઈ બી જાતની કસરતની મને સખત મના કરેલી છે."

"ત્યારે તારો ડાકટર કોઈ પેહેલાં નંબરનો ધોબો છે," માસ્તરે ચુકવ્યું; "ગૅટ આઉટ, જઇને રમવામાં ધ્યાંન લગાર કે બધું વીસરઈ જવાશે."

"અરે સાહેબ," ભીખાજીબાએ આ નહીં ધારેલાં પરીણામથી દુઃખી થઈ કહ્યું, "મારા ડાકટરે—"

"અરે મુવો તારો ડાકટર," માસ્તર જે તેની વારતા વાંચવામાં નાહેક રોકાયા કરતો હતો તે હવે છેડાઈ પડયો; "મને કામ છે—જા અહીંથી, મને કંટાલો ના આપ."

---

## પ્રકરણ ૧૪ મું.

### "મારૂં સસલું લાવ!"

હવે ભીખાજીબાને ધીરજ આવી ! માસ્તરના 'જા અહીંથી' નો અર્થ તેવણે એમ નક્કી કીધો કે તેણે તેવણને ચોગાંણ છોડી જવાની રજા આપી, અને તેથી તેવણ ખુશીથી તમામ આજેજ થઇ ચાલ્યા. તેવણને એકાદ બે છોકરાઓએ રોકીને પુછ્યું બી પણ ખરૂં કે 'કાંહાં જાયચ?' ને તેવણે હીમતથી જવાબ દીધો કે 'સીક છેઉં તેથી માસ્તરની રજા લઇને બંગલામાં.'

'એક વખત આએ ચદનચાઇ દુકતાઓની આગલથી—આએ ચોગાંણુ માંહેથી બાહેર પડયો તો પછી કોઈ રીતે રોકાવાનો નથી,' તેવણ મનમાં બરબડયા, ને તેવણના હરખ વચ્ચે તેઓ લગભગ તે ચોગાંણુ મુકી ગયા તેવામાં—અરે કમનસીબ! પછવાડેથી કોઇએ આવીને પોતાના નાધલા હાથે તેવણને બોચીમાંથી પકડયા. તે કોઇજ નહીં પણ પેલો ખસરૂ ખીસકોલી હતો!

"મારૂં સસલું લાવ," ખસરૂ ખીસકોલીએ તેવણની ફેંટ પકડીને કહયું; "બચ્ચા, હમણાં ને હમણાં મારૂં સસલું લાવ!"

"હમણાં નહીં," ભીખાજીબાએ આ નહીં ધારેલું નવું પાપ બીજાઓનું ધ્યાંન ખેંચાય તે આગમચ પટાવી દેવાની ઉતાવલ કરી; "હું પછી ખચ્ચીત આપુંચ; જરા તું મને બંગલામાં જઇ આવવા દે, પછી આપરે વાત કરીએ."

"પછી બછીની વાત હું જાંણુનો નથી," ખસરૂ ખીસકોલીએ વધારે મિજાજ ખોઇ દઇને કહયું; "અત્તર ધરી મારૂં સસલું લાવ!"

અને આ તદન બેહુંદી ને મુર્ખ માંગણીથી આપણા બુજોર્ગ ભીખાજીબાનો કાંદો હવે પાછો ખીલી ગયો. એક ગુંઠણ જેટલો ચદણચાઇ દુકતો સાહાઠ વરસના એક લાયકીવાલા ડાહયા પાકા ડોસાજી પાસે સસલું માંગે, ને તે બી માંગતાં સાથેજ પેદા કરી આપવાને બજીદ થઇ બેસે એ શું થોડો ગુસ્સો ઉપજાવનારી ને થોડા ગુનાહની વાત હતી?

એજ પોરયાએ કલાસમાં તેવણને ત્યાંથી પોલ થઇ જવાના ખુશીભરેલા વિચારોમાં વચ્ચે હોમાઇ ખતરો નાંખ્યો હતો, અને હમણાં વેળી તેવણ ત્યાંથી નાહાસવામાં લગભગ ફત્તેહમંદ થયલા હતા ત્યારે બી તેજ કમબખ્ત તેવણને રોકવા આવ્યો, તો તે શેઠ ભીખાજી પોંહોંચાજીથી કેમ ખમાય?

નહીં ખમાય; અને તેથી તેવણે તે નાધલા ટુકતાને ડોકમાંથી પકડીને બાજુએ ખીસાડી નાંખ્યો, ને પોતાનો રસ્તો લીધો.

પણ એથી ખસરૂ ખીસકોલી કાંઇ ખાંડયો ગયો નહીં. તેણે શોર મચાવ્યો. "પોરયાઓ ! છોકરાઓ !" તેણે ભીખાજીબાનો ડગલો પકડી રાખી પોકાર મારયો, "ખોદાને ખાતર અહીં આવો, ને આએ લુચ્ચા અદી પાસે મને મારૂં સસલું અપાવો."

આ શોર સાંભળીને ઘણાક 'મારામારીઓના ખાં' ત્યાં દોડતા આવ્યા, અને એ શું ગરબડ હતી તે પુછવા માંડયું.

"જોવ, એ છુટીની આગમચ ઘેર ગીયો ત્યારે કેહે કે જે મારા બાપની પાસે ઘણાં સસલાં છે તેમાંથી તું પઇસા આપે તો તારે વાસ્તે એક લાઉં, કરીને એ મારા પાસ હરી રૂપ્યા લેઈ ગીયો, ને હવે સસલું આપતો નથી. બોલ, બચ્ચા, મારૂં સસલું કાંહાં છે?"

ભીખાજીબાએ હવે જુઠું બોલવાનીજ જરૂર જોઇ. આ સેહેતા-નોના બસથી બચવા ને નાહાસવા જેમ બને તેમ તેમને ઉડાવી દેવાની અગત પીછાંણી, અને તેથી ઢોંગથી હસીને બોલ્યા, "અરે હા છે, છે, ખસરૂં, તારૂં સસલું છે. હું મારા બાપ પાસે માંગી લાવેલો છેઉં. ઘણું સરસ છે જો! સફેદ દુધ જેવું!"

"હં?" ખસરૂ ખીસકોલીએ ધીરજ પાંમીને કહ્યું; "કાંહાં છે તે?"

"છે, મારા પેટારામાં છે," ભીખાજીબાએ છાતીએ હાથ આપ્યો, "હું ના કેહતો તો તે તો ઢોંગ કરતોતો.!"

"જુઠું છે," તે પોરયાઓનાં ટોલાંમાંથી મેહેલ્લી મેંઢીએ હવે બુમ મારી; "સસલું પેટારામાં છેજ નહીં; સસલું પેટારામાં જીવી શકેજ નહીં. એના પાસે સસલું બીલકુલ નથી."

"ખચ્ચીત નહીં," હવે ભીખાજીબા તેવણનું જુઠું ટકી નહીં

શકયું એટલે તરીઆપાવ પર આવી ગયા; "તમે ઉખરાઓને અકકલ નથી કે સસલાં તે કંઇ મારાં ઘેરમાં પાકેચ કે તે હું સાથે બગલમાં લેઇને દોરતો ફરૂં ? ચાલો, ચાલો, મને જવુંચ–મને જવા દેઓ!"

"નહીં, નહીં જવાશે," છોકરાઓએ એક અવાજે પોકાર મારયો, ને ભીખાજીબાની આસપાસ ફરી વલી કુંડાલાંમાં તેવણુને તે કમબખ્તોએ ઘેરી લીધા.

હવે ગરબડ વધી, અને એ વધતી ધરબડે વધતા છોકરાઓને તે ટોલાં તરફ ખેંચ્યા, એટલે ટુંક વખતમાં ચોગાંણુ ચોગાંણુને ઠેકાણે, ત્યાંની સરેસ્તાની રમત ગમતો બી બાજુ રહી ગઇ, ને સૌ આએ તમાસો જોવા તે તરફ ધસડાઇ આવ્યા.

"એ મારૂં સસલું આપતો નથી," ખસરૂ ખીસકોલીએ બધા ભેગા થવા પછી રડીને પોતાનો દાવો નવેસરથી રજુ કીધો; "બચ્ચા, મારૂં સસલું લાવ, નહીં તો મારા રૂપ્યા પાછા આપ."

"અરે હા, ને એણે મને પોતાના બાપ પાસેથી સફેદ ઉંદર લાવી આપવાનું કબુલ કરી મારી પાસે ગઇ ટરમે એક રૂપીઓ લીધેલો છે," હવે તે નવા આવેલા છોકરાઓ વચ્ચેથી હયાં એક બીજો નવો દાવાદાર ઉભો થયો!

"ને મને કેહજે મારા બાપ પાસ એક ન્યુફાઉંડલંડ કુતરાનું બચ્ચું છે તે તુંને લાવી આપશ કરીને છેલ્લો ઘેર ગીયો ત્યારે મારા પાસ બી દોર રૂપીઓ લીધેલો છે," એક ત્રીજા દાવાદારે વળી દાવો રજુ કીધો!! "તે લાવની મારો કુત્રો?"

ભીખાજીબા તો હવે તદન ગભરાઇજ ગયા. જાંણે તેવણુનાં ઘેરમાં જનાવરોનું સંગ્રહસ્થાન હોય તેમ તેવણુનો લુચ્છો દુકતો પોરયાઓને વાહીને પઇસા ઓકાવી ગયો હતો એમાં તો તેવણે જોયું કે દેખઇતી રીતે કશો સંશય ન હતો, પણ તેવણુ ચબારા

તેનો કર હવે ક્યાંથી ભરે, ને એ દુકતાઓને તે જનાવરો તડ ને ફડ ક્યાંથી પેદા કરી આપે તે તેવણુનો મસ મોટો ગભરાત ને ગુંચવાડો હતો.

"અરે એમ કરો," સોહલુ બારીસ્ટર નામે એક પોરયો તે-ઓમાં હતો તેણે દરખાસ્ત કરી; "એ લુચ્ચાની આપરે લોક કોરટ ભરીને કાયદાથી તપાસ કરીએ."

એ વિચાર સૌને ઘણો પસંદ આવ્યો. સોહલુનો બાપ બેરીસ્ટર હતો, ને તેથી તેણે કોર્ટનો કારોબાર ઘણી વાર જોયલો હતો, ને તે ધોરણે તેણે ભીખાજીબાપર મેલાયલા વિશ્વાસઘાતના વાંકની તપાસ કરવાનું ઠરાવ્યું, જે એક ગમત અને રમુજ તરીકે સૌને અતી ઘણું પસંદ આવ્યું.

અને હવે તે કોર્ટનું કામ ચાલ્યું ! ભીખાજીબાને બે બાજુએથી બે પોરયાઓએ સીપાઇઓ થઇને બગલમાંથી રૂમાલે બાંધીને પકડયા, ને સોહલુ બારીસ્ટર જડજ થઇને ચોગાંણમાં એક ઉંચા કટેરાપર ચઢી બેઠો.

પણ એટલુંજ નહીં. વળી સોહલુ બારીસ્ટરે ભીખાજીબાપર જુરી ભરવાની બી દરખાસ્ત કરી, ને પંદર સત્તર ઉમેદવારોમાંથી આંઠ પોરયાઓની એક જુરી બી જડજના પગ આગલ બેઠી.

ભીખાજીબા આ ફેસતા ને ચીલબુલ્યા ફારસ સામે પ્રોટેસ્ટ કરતે, ને એ ચદણુચાઈ કોર્ટ ને તેના કારોબારને ખચ્ચીત શરણ નહીં થતે, પણ તેવણે જોયું કે તેથી કાંઇ તેવણુનો સુકરવાર થવાનો નથી; તેથી ઉલટું જો તેવણ ગરીબાઇથી તે પોરયાઓને તેઓની મરજી માફક કરવા દેશે તો છેલ્લે કંટાલીને અથવા થાકીને તેઓ તેમને છોડી દેશે, ને ત્યારે તેઓ ત્યાંથી નાહસવાનો પોતાનો ઠરાવ અમલમાં લાવશે.

પણ કોર્ટનું કામ જેવું જોઇએ તેવું ચાલ્યું નહીં. દુરથી માસ્તરોનું તેપર ધ્યાંન ખેંચાયું, ને ચોગાંણ લગભગ ખાલી થઈ ગયલું જોઇને તેઓ ગભરાયલા તે તરફ દોડી આવ્યા.

"એ તમે અહીં શું ઢીંગાણું ચલાવોચ રે?" બરજોરજી માસ્તરે આવતાંને વાર પુછ્યું.

"સાહેબ, અહીં કોર્ટ બેઠેલી છે," બે ત્રણ પોરયાઓએ હસીને ખેલાસો કીધો.

"છટ, છટ, એ શું બચ્ચાંના ચેરાં?" બેજનજી માસ્તરે કહ્યું; "મોટા માસ્તર આવશે તો બુમ મારશે. આએ કસરતનો વખત છે, નહીં કે એવાં ચેરાં કાહારવાનો."

"પણ સાહેબ આય અદી ચોર છે," ખસરૂ ખીસકોલીએ આગ્રહ કીધો; "એ મારા પઇસા ખાઇ ગીઓચ."

"પઇસા શાંના?" માસ્તરોએ પુછ્યું.

હયાં ભીખાજીઆના દાવાદારોએ માસ્તરોને પોતપોતાના દાવા વીગતથી સમજ પાડયા, ને ઇનિસાફને અર્થે તેઓએ પોતે તે વાતનો ત્યાંજ ફેસલો કરવાની જરૂર જોઇ. તેઓએ ભીખાજીઆનો બચાવ પુછ્યો, પણ તે ડોસાજી તેઓ આગલ ગભરાતના મારેલા વધારે લટરપટર થઇ ગયા.

"જુઓની સાહેબ," તેવણે બચાવ કરવા માંડયો, "મને—અરે નહીં રે મારા બાપને એવાં ચેરાંનો ઘણો ધીકકાર છે, ને તેથી મારા તે લુચ્છા દુકતાએ એટલે જે મેં પોતે મારી એટલે મારા બાપની રજા વગર—"

"છટ, છટ," બરજોરજી માસ્તરે ગુસ્સો બતાવ્યો, "આએ પોરયો બધાને હંબગ કરવા હાથે કરીને એમ બધું ઘેલુંગાડું બોલેચ, પણ જ્યારે એ એના કરાર પ્રમાણે કબુલેલાં જનાવર નથી લાવી આપી શકયો, ત્યારે જે લોકોએ એને પઇસા ધીરયા હોય તેઓને તે લોકના પઇસા પાછા મલવાજ જોઇશે. તે પઇસા બધા મલીને પાંચ રૂપીઆ થાયચ; ને તે તારે હમણાં ને હમણાં મને આપવા પડશે."

"મારા પાસ નથી," ભીખાજીબાએ નાસીપાસીથી લગભગ ચીસ પાડીને કહ્યું, "મારી પાસ ઝેર ખાવાનું દોરયું બી નથી! હું બીજી વખતે આપશ—માસ્તર, ખચ્ચીત આપશ."

પણ માસ્તર કે છોકરાઓ એ વચનથી સમજ્યા નહીં. માસ્તરોએ પોતાની ફરજ પ્રમાણે ઇનિસાફ આપીને આ ગરબડ દુર કરવી હતી, ને ઇનસાફની આ રીત તેઓને સૌથી લાયક જણાતી હતી.

"માસ્તર, મારો જીવ ઘણો બગરેચ," ભીખાજીબાએ ઘેલા ગાંડા કાલાવાલા કીધા "મને હમણાં જવા દેઓ, પછી આવીને હું ગારાં ભરીને એ લોકોને સસલાં ને સફેદ ઉંદર ને જે માંગશે તે આપશ."—અને જ્યારે એવી એવી આશા આપતાં બી તેવણનું કાંઇ વલ્યું નહીં ત્યારે તેઓએ ત્યાંથી એકદમ નાહસવા માંડયું.

પણ ચીચ્યારી ને બુમ કકલાત સાથે પોરયાઓએ તેજ પલે તેવણને પાછા પકડી પાડયા, ને મારતરોના હોકમથી તેમનાં ગજવાંમાં હાથ નાંખી પાકીટ ખેંચી કાઢી. તે પાકીટમાં ફકત પાંચજ રૂપ્યા હતા, ને ભીખાજીબાએ ફાટફાટ થતી છાતીએ જોયું કે તે પાંચ રૂપીઆમાં તેમના માંગનારાઓને દોકડે પાયકે ત્યાંને ત્યાં ચુકવી આપવામાં આવ્યું, જે પછી તે તોફાંણી ટોલું રફતે રફતે ત્યાંથી વીખરાઇ ગયું.

ગરીબ—ગરીબ બીચારા ભીખાજીબા! એમ થવાથી તેવણની છેલ્લી શ્રેષ્ઠ ઉમેદનો નહીં ધારેલો નાશ થયો હતો. જે પાંચ રૂપ્યા પર તેઓએ આશાની પાલ બાંધી હતી તેજ અંતે જતા રહયા!

તેવણ બચારા નાસીપાસીથી જખમાઇ તે ઓહલાં ચોગાંણનાં એક ખુણાંમાં એકલા ભોંયપર જેમ રડાયું તેમ રડવા બેઠા!

---

# પ્રકરણ ૧૫ મું.

## ઘર તરફના સમાચાર.

તેવણ રડતાં રડતાં થાકી ગયા અને આંખો સુજી આવી ત્યાં સુધી તે મેદાંનનાં એક ખુંણામાં એકાંતમાં ઘાસ ઉપર બેસી રહયા, પણ તેઓની દયા ખાનારૂં ત્યાં—તે મોટાં ચોગાણમાં કોઇ હતું નહી. તેઓ જોકે પોતે તો તમામ નીરદોશ હતા, તોપણ છોકરાઓએ તેઓપર સફેદ ઉંદરો અને સસલાંઓ વગેરે બાંહાંણે પૈસા કઢાવી ચાંપી જવાના વિશ્વાસઘાતનો ગંભીર આરોપ અંજાણપણે મુકયો હતો, અને તેનાં પરીણામમાં તે આખી સ્કુલના છોકરાઓ તેમનાપર રૂઠયા હતા એટલુંજ નહી, પણ હવે તો રહયાસહયા માસ્તરો વટીક તેમને ધીક્કારતા હતા, અને તેમના શત્રુ થઇ લાગ્યા હતા !

તેમના પાંચ રૂપીઆમાં તેઓની છેલ્લી આશા વસેલી હતી—તે પાંચ રૂપીઆ હોતે તો તેઓ સગવડથી સટી જઇને ત્રેનમાં મુંબઇ પોંહોંચી જતે, પણ તેમના નારવા દુકતાનાં માગતાંલેણાંમાં તેવણ પાસેથી તે તેવણની અનામત વગર દયાએ—વગર ઇનસાફે લુટી લેવામાં આવી, અને તેથી હવે તેવણનો હયાંથી જવાનો વારો આવે એમ દીસતું ન હતું—સિવાય કે તેઓ એક વખત હીંમત કરીને માસ્તર આગલ જઇ તડ ને ફડ કરી નાંખે, ને પોતાના બાબમાં બનેલા ગજબ સંભળાવી, સમજાવીને ત્યાંથી ઘટતા રોબ સાથ નીકલી જઇ શકે !

પણ તે તો બનવું તમામ મુશકેલ હતું. વાંચનાર જાણે છે કે તેવી હીંમત તો તેવણે કાંઈ સેંહેંકડો વાર કરવા માંગી, પણ જે પલે તેવી હીંમતની અવશય અગત ત્યારેજ તેઓ નાહીંમત થઈ જતા હતા, અને ઘાંણ બગાડતા હતા !

તે કમનસીબ દિવસ બડી જેહમતે પુરો થયો. જેમ જેમ

રાત થતી ને ત્રેનનો ટાઇમ થતો, તેમ તેમ ત્યાંથી નાહસી જવાની નિષ્ફળતા તે બુઢા ગ્રહસ્થને વધારે ને વધારે હૈએ ચઢી આવતી, ને તે બચારા ડોસાજીને વધારે ને વધારે દુઃખ પેદા થતું.

તે રાત ગઇ, અને બીજે દીને સહવારે તેઓ સરેસ્તા પ્રમાણે તૈયાર થઇને નાસ્તાપાણી માટે બીજા છોકરાઓ સાથે અરધા રડેલા હાલે હેઠે ઉતરયા, જ્યારે સ્કુલના એક નોકરે તેઓના હાથમાં ટપાલમાં આવેલો એક કાગળ મેલ્યો.

તેનાં સરનામાંના દસ્કત જોતાંજ તેઓ હરખથી ચોંકયા, કેમકે તે કોઇના નહી પણ તેમની પોતાની દીકરી નાજાંના જાણીતા હરફ હતા, અને તેઓએ જોયું કે તે તરફ (ઘરમાં) લુચ્ચા અદીનું પાપ ફુટયું હશે, વાસ્તે તેમની બેટીએ તેમને જલદી આવવા આ કાગળ લખ્યું હશે, જે માસ્તરને બતાવી, હવે સઘળી વાત ખુલાસાથી કહી શકી, તેઓ ભપકામાં ત્યાંથી નીકલી જઇ શકશે.

પણ નહીઃ નસીબ બે ડગલાં આગલ ને આગલ, તેમ સરનામાંપર તો "ભાઇજી અરદેશર ભીખાજી" કરીને સરનામું કરેલું હતું, ને તે જ્યારે ભીખાજીબાએ વાંચ્યું ત્યારે તેઓનો હરખ સમી ગયો ને પાણી મરી ગયાં, કેમકે જો તેમની બેટીએ અદીનું પાપ પકડયુંજ હોતે તો પોતાના બાપનેજ નામનું સરનામું નહી કરતે ?

પણ વળી ભીખાજીબાને ખ્યાલ થયો કે તેમ કરે તો બધી હોહા થઇને ફેસ્તો થાય—વળી કાગળ ભીખાજીબાને નામે આવે તો સ્કુલમાં અઠડયા કરે ને પતો નહી મલે. ને તે સઘળાંનો વિચાર કરીનેજ નાજાંએ અદીનું સરનામું કરેલું હશે; અને તેમ સમજીને તેઓએ વળી એક વાર ઉમેદના ઉમંગમાં અધીરા પડી હરખભેર તે કવર ઉખેડયું.

અફસોસ! તે કવર ઉખેડયા પછી તે કાગળની ઉપલી થોડીક

સતરો વાંચતાંજ તેવણુનાં મોં ઉપરનો રંગ ઉડી ગયો, અને ફાટી નીકલતા ડોલાએ—ખેંચી રાખેલા દમે અને ગુસ્સાથી ઉકળતી છાતીએ જેમ તેમ તેઓએ તે શરૂ કરેલો કાગળ વાંચીને પુરો કીધો. અમારાં વાંચનારાંઓની સમજને ખાતર અમે નાજાંનો તે કાગળ અતરે સદાબરો ઉતારી લઇશું:—

"મારા પ્યારા અદી,

"આપરાં ઘેર સંબંધી મને તુંને એટલી બધી ખુશાલીની અને અચતની ખબરો આએ કાગલમાં લખવાની છે કે હું પેહેલે શું લખું તે બી મને તો સમજ પરતું નથી. અહીં તો જાંણે અમો સપનો જોતાં હોઇએ તેવુંજ લાગેચ, કેમકે આગલ આપરે જેમ રેતાતાં તેથી ઉલટીજ રીતે હમણાં તો અમે રેહેજીએચ, ખાઇજીએચ પીજીએચ, ને મજા મજા કરીએચ.

"તું તો માનવાનો બી નથી, અદી, પણ હું તારા દુશમેનના સમ ખાઇને ખરે-ખરૂંજ લખુંચ કે બાવાજી તો તદન તારા ગીઆ પછીના અજબ જેવા થઇ ગીઆચ. એ એકાએક ફેરફાર કેમ થઇ ગીઓ તે અમે લોક જાંણુતાં નથી, પણ બાવા તો જાંણે નકરાં નાહલાં બુચાં! તારા કરતાં ને મારા કરતાં તો હમણાં બાવા ઘેરમાં વધારે મસ્તી કરેચ! ખુદા જાણે એવા ચેરા કેમ થઇ ગોઆ હોશે. આગલ તો કેવા ભારમાં રેહેતાતા, ને જરા કોઇ મોટે બોલે તો તતરાવી નાંખતાતા, ને હવે તો મોટે મોટે આખો દારો બુમ મારેચ, ને ઇંદર સભાનાં ગીત ગાયેચ, ને આખો આખો દારો ના-ચેચ ને ઓદડે ઓદડે કુદકા મારતા ફરેચ! આભીસમાં જવાનું તો નામ નીસાંણુ બી નહીં મલે. મરેરે, મને તો લખતાં લખતાં બી એવણુની વાત યાદ આવેચ તારે બરયું એવું હસું આવેચ!

"હવે તો અમે જેમ ગમેચ તેમ બાવા સાથે રમીએચ ને તેવણુની મશકરી કરીએચ તોબી સાંબા અવર જેવા ઉભા રહીને ખરખર હસ્યા કરેચ. ઘેરમાં માણુસો સાથે ઘણુંજ ચેરાં કારેચ. કાલે તો—મરે મને તો હવે ઘણુંજ હસું આવેચ—કાલે તો કોઈ રાંન્નીમાં નહીં ઉતું તેવામાં જઇને ગોસની રાંધેલી તપલીમાંથી ફાકે ફાકે ખાઇ આયા. કંઇ બી સારૂં સુતરૂં આગલ એવણે પોતેજ શાંતી સાચવીને ઉંચું કરી મુકેલું એવ-ણુના હાથમાં આવી જાએચ તો તે એક ઘરીમાં પસાર કરી આપેચ. કોઇ વખત અમારી સાથે વીટીફોદડા, કોઈ વખત આંગલાંદાવ, પાનાંદાવ, માય દીકરાં ને એવું એવું બધું રમેચ, ને મને એવું એવું એવું બચ્ચાંનું રમવાનું નહીં ગમતું, ને હું ચીડાઇને ના કેહુંચ તેરે સાંબાં રૂસાઈ જાએચ ને કીતતા કરેચ. મરે, બાવા એવા કેદારે હતા?

"આબીસમાં તો એકજ વખત જઈ આયા, ને તાંહાંનું કારખાંનું તો હવે ઘણુંજ બગરી રેહેયુંચ. માણસો જેમ ગમેચ તેમ આવેચ ને જાયેચ, ને બાવાની એવી ચાલથી તે લોકને છુટી પાઇ ગેઇચ.

"પણ તુંને બીજું ખબર કે ? દર બુધવારે ને સનીવારે બાવા તો અમુને લઇને બધા નાટકો જોવા જાઅેચ. આગમચથી ટીકીટો રીઝવર કરાવેચ, ને નાટકો જોવાની એવી મઝા પરેચ. વરી નાટકમાં બધા એકટરો સાથે બાવાને દોસ્તી પરીચ તે લોક રોજ ઘેરમાં જમવા આવેચ, ને ગાઅેચ ને વજારેચ તે અમુને ઘણુંજ ગમેચ.

"હું તુંને ઘેર તેરી લેવા બાવાને રોજ કાલાવાલા કરૂંચ, પણ સાફ ના કેચ જે એ ફુકતો અહીં આવે તો શીખવાપર ધ્યાંન નહીં લગારે ને બધો બગરી જાય, વાસ્તે એને તો નીસારે ચાંપી રાખેલોજ સારો. કોણ જાંણે બધાંપર એવાં મેહેરબાંન થઇને તારીપરજ કાંય હજુર ખીટી રેઆચ. હું શું કરૂં, તારે વાસ્તે મારો તો જીવ બરીજરી જાયચ. તું હવે વેહેલો વેહેલો શીખ, ને પાસ થઇ જા કે તું બી અહીં આવે તો આપરે વધતીમજા કરીએ. તું કેમ છે ? અમે તો સઉ ઘણાંજ સારી પખીન છઇએ. હાલ એજ અરજ.

લખતન તારી બેહેન નાજાંનો પ્યાર વાંચજે.

તાજે કલમ—હું લખતાં વીસરી ગેઈ કે આપરા મામા ઘેર આવેલા છે. આગલ તો બાવાજી એવણુને ઘણુજ ધીકારતાતા ને ઘેરમાં બી નહીં આવવા દેતા- તા, પણ હવે તો તેવણુને આવવા દીધાચ, ને તેવાનુ જે પઇસા માંગેચ તે બી કારી કારીને આપ્યા કરેચ. બરચું મને તે તો જરા નથી ગમતું.

નાજાં."

---

# પ્રકરણ ૧૯ મું.

## કાગળે કરેલી વેદના.

આ તે કાગળ હતું !

એવું એક કાગળ ભીખાજીબાની વેદનામાં ફસી પડેલો એક આસામી કેવી ને કેટલી ધીરજથી વાંચી શકે તે લખવા કરતાં વાં- ચનારે વિચારી લેવાતું વધારે સેહેલ છે, અને ભીખાજીબા એ કાગળ વાંચી ફરજના મારેલા બધા છોકરાઓ ને માસ્તર સાથે નાસ્તાની

ટેબલપર બેઠા ત્યારે તેવણુની છાતીમાં કેવી લાગણીઓ થતી હતી તે વરણુવવા બેસવાની અમારી મરજી નથી—અમારી કલમમાં તાકાતજ નથી.

ભીખાજીબાએ તે કાગળ વાંચતાં ભરાઇ રહેલો પોતાનો દીઓ જેમ તેમ થોભાવ્યો, ને સૌની નજર તે પર નહીં ખેંચાય વાસ્તે ચાનાં કપમાં માથું ખોસીને મરજી ઉપરાંત તે મોટે ગોટે ગલવા માંડી; પણુ એવી હાલતમાં તે ચા પીવા કેમ ગમે? તેવણુને ઉબક આવી, ને મોઢાંમાં લીધેલો ગોટ ગલું તાંણીને તેવણે તેજ કપમાં પાછો કાઢયો, કે વળી તેજ વખતે અતરસના ગુંગલાવનારા થાંસાની ગુચ્છ-માં તેઓ ગુચ્છવાઈ પડયા!

તે બનાવથી માસ્તરનું ધ્યાંન ખેંચાયું, ને માસ્તરે આગમાં તેલ-તેવણુને ખાસડાં મારવાં માંડયાં. "શરમ છે, ધીકકાર છે એવા એક ખાવરા ચાવરા દુકતાને!" માસ્તરે ખરા ગુસ્સાથી ડોલા કાઢી કહ્યું. "ખાવા પીવાનું જાંણે નાહસી જતું હોય તેમ તલબમાં પરેચ! મેં માસ્તરપણુાંના મારા આટલા લાંબા અનુભવમાં કદી કોઇને એવી નજીસ કીસમે ખાતાં નથી જોયો. તારા લાયકીવાલા પીતા હંમેશ તારાં એ એંધી કીસમનાં ખાવાની ફરીઆદ કરેચ. તું ટેબલની 'મૅનર્સ' શીખશે કે કદી શીખવાનોજ નથી, સ્ટુપીડ?"

ભીખાજીબાનું આ 'દુઃખપર દાહામથી' તદન પાકી આવ્યું. તેવણે ખમાયું ત્યાંસુધી તો ખમ્યું હતું, પણુ હવે તેવણુનો સદાનો રાંક સ્વભાવ તેવણુના હાથમાં નહીં રહયો, ને તેવણુ હાથમાં પેલું કમબખ્ત કાગળ લઇ ખુરસી ફેંકી દઇ ઉભા થયા. "માસ્તર," તેવણે તરારો કીધો, "માસ્તર, હું તમોને સાફ કેહુંચ કે મને હમણાં છેરતા ના! હું એ નથી ખમવાનો! હું અતરઘરી ઘેર જવા માંગુંચ,—એકદમ! કોઇની તાકાત નથી કે મને હવે અટકાવે!"

માસ્તર અને છોકરાઓ દબાઇ ગયા !

માસ્તરે જોયું કે ' દુકતાનું માથું તદન ગયું ' હતું, અને તેથી તુરત વેલા પોતે નરમ પડી જવાની અગત પીછાંણી. તેણે ભીખાજીબાને ધીરા થવા અસારત કરી, અને પછી પોતા પુઠે આવવાનું કહી તે તેવણુને ટેબલપરથી ઉઠાડી પોતાના ખાનગી રૂમમાં લઇ ગયો.

ત્યાં જઇ માસ્તરે ભીખાજીબાને પોતાની સાંબે બેસાડયા, ને પોતાની તપાસ ચલાવી. "શું છે ?" તેઓએ અરધી નરમ—અરધી ગરમ ઢપે પુછયુ.

"માસ્તર, મારે એકદમ ઘેર જવું છે," ભીખાજીબાએ ઘેરમાં મંડાયલી મોહકાંણુની યાદ થતાં વળી પાછા ઉસ્કેરાઇ આવી કહ્યું, "મને હમણાંજ ઘેરથી એક કાગળ મલ્યું છે—"

"ત્યાં કોઇ ઘણું બેમાર થયુંચ શું ?" માસ્તરે કાલજીથી પુછયું.

"અરે તે કરતાં બી વધારે મોટી મોહકાંણુ ને નખ્ખોદના સમાચાર છે!" ભીખાજીબાએ વધારે છેડાઈ પડીને કહ્યું. "રાંન દાકણે જેવું તેવું લખેલું છે।"

"કોણુ દાકણુ ? તમો કોણુની વાત કરોચ ?" માસ્તરે ભીખાજીબાની ઉસ્કેરાયલી હાલત જોઇ વધારે પટાવીને પુછયું.

હવે ભીખાજીબા કેમ કેહે કે "મારી દીકરી ?" જો તેવણુ એમ કેહે તો માસ્તર તેવણુને ગાંડા સમજી ફ્ફડી ચટકીને ઉઠી જાય, ને જો એમ કેહે કે 'મારી બેહેન' તો ખરી વાત પછી કદી માસ્તરને કેહેવા જાય તો તે માને નહીં ને ઘોટાલો વધે; વાસ્તે તેણે ઉડાવીને કેહયું, "અરે સાહેબ, કોઇ બી તરેહ મને ઘેર મોકલી આપો. મારૂં તાંહાં ઘણું કામ છે."

"પણુ શું કામ છે ?"

"તાંહાં બધું મારા વગર નખ્ખોદ વરી જાયચ," ભીખાજીઆએ કહ્યું; "બધું ઉઠલપાઠલ ને સત્યાનાશ થઇ જાયચ!"

"હા, તે તું એવો બધો અગત ધરાવનાર આસામી બી પરયો કેની," માસ્તરે ભીખાજીઆનાં છેલ્લાં બોલવાથી ગમત પામી ટક્કોર કરી, "તે તું નહીં જશે તો તારા બાપ અટકીને બેસી રેહવાના!"

"અરે મુવો મારો બાપ!" ભીખાજીઆએ વધતા છેડાઈ પડી કહ્યું.

"હ: હ: ખબરદાર," માસ્તરે મના કરી, "પણ વારૂં લાવ, તારૂં ઘેરથી આવેલું કાગલ કાંહાં છે? લાવ, તે હું વાંચી જોઉં, ને તેવું કંઇ તેમાં હોય તો આજની ગારીમાં મોકલી આપું–"

તે કાગળ કેમ અપાય?

તે કાગળ વાંચીને માસ્તર અદીના બાપ ભીખાજીઆને–વધારે ખરી રીતે બોલ્યે તો તેઓને પોતાને–વાસ્તે શું મત બાંધે? કમબખ્ત અદીએ મુંબઇમાં ધુમ મચાવી દીધી હતી તો માસ્તર શું જાંણે કે તે અદી છે કે ભીખાજીઆ છે? તેઓ તો ભીખાજીઆનેજ એકદમ એવા ચેડા થયલા સમજે, ને ત્યારે તેવણુને કેવું નરસ લાગે! ભોંયમાંજ ભરાવાનું થાય કેની? વળી તે ઉપરાંત માસ્તર તે કાગળ વાંચે તો મોકલતો હોય તે બી નહીં મોકલે! તે તો એમજ સમજે કેની કે ભીખાજીઆનાં માથાંનું ઠેકાણું આવે ત્યાંવેર એ નાદાન છોકરો ત્યાં જવા કરતાં અહીં રહેલોજ ભલો!

આ વિચારો એક તડાકામાં કરી લઇ ભીખાજીઆએ તે કાગળ નહીં આપવાનો ઠરાવ કીધો. "માફ કરો, માસ્તર," તેવણે ઓસકાતાં ઓસકાતાં ને અચકાતાં અચકાતાં કહ્યું—"કાગલ–અઃ કાગલ ઘણુંજ ખાનગી છે. ઘરસંસારી છે–બૈરાંને હાથનું લખેલું છે."

"ત્યારે જો તું કાગલ બી નથી વંચાવતો, ને ઘર જવાનો તારો સબબ બી અકકલમાં ઉતરે તેવો નથી આપી શકતો," માસ્તરે રોબથી

કહ્યું, "તો હું તુંને ઘેર મોકલી શકનાર નથી. જા, નીકલ, લૅસનપર જા !"—અને માસ્તર ત્યાંથી જતો રહયો.

"અરે બરી ગીયું તારૂં લેસન," ભીખાજીબા કલાસ તરફ જતાં મનસે પટપટયા; "ખુદા પાંખ બી નહીં આપતો કે ઘેર ઉડીને જાઉં. સત્યાનાશગીઆ દુકતાએ મારૂં નાખ લીધું તો લીધું, પણ દારીયા સુકરવારયા કરીને બધી મારી દોલત એક થોરા દહારામાં ફણાફાટીઓ કરી મેલવાનો ! અરે તોબા ! તોબા ! આવો ઉલટો ને ઉંધો જમાનો કોઇએ જોયલો તો શું પણ કદી કાંને સાંભરેલો બી નહીં હોય !"

ખચ્ચીત નહીં?! બચારા ભોલા ભીખાજીબાનું એ છેલ્લું બોલવું તમામ ખરૂં હતું એમ કબુલ કરવાને કોણ ના પાડશે ?

---

## પ્રકરણ ૧૭ મું

### વધુ વેદનાઓ.

તે કાગળથી ભીખાજીબાનું માથું ફરી ગયું. એટલામાટે તેવણ માસ્તરની હજુરમાંથી બાહેર પડયા ત્યારે એક ખુંણાંમાં એકાંતપણે પોતાની એ દુઃખભરેલી હાલતપર અફસોસ કરતા હતા, તેટલાં માણેકજી માસ્તરની ચદનચાઇ દુકતી દીની (જેનાં ઘેલાંચેડાં વિશે અમો આગલ લખી ગયલા છીએ તે) તેઓની આગલ આવી. ભીખાજીબાને એ જરા ગમ્યું નહીં. આજના જમાનાની છોકરીઓ જોઇતા ને ઘટતા આંકોશ વના છકીને બેહેકી જાય છે એ તેવણનો હંમેશનો અફસોસ અને બલાપો હતો; અને, તેટલાવાસ્તે, તેઓ આ દીનીને જોઇને પોતાનાં મતમાં વધારે મજબુત થઈ પોતાની નાપસંદગી જરા બી છુપાવી શકતા ન હતા.

"કાંય, કાંય, અદી," દીનીએ આવતાંને વાર પટામણા સાહદે

પુછ્યું, “ તું મારા સાથે કાંય રૂસાઈ ગીઓય, મને કેહેની ? તારી સાથ રૂસાઈ રેહતાં હું થાકુંચ, પણ તું આએ વખતે થાકતો નથી. તું તો મારી સાથે પણવાની વાત બાવા સાથે કરવાનો ઉતો તે ? ”

ભીખાજીબાનું પાકી આવ્યું, પણ તેવણે કશો જવાબ દીધો નહીં.

“ હવે કેવો મુંગો થઇ ગીઓ ? ” દીનીએ પટામણી ઢપે ઠપકો દીધો; “ તું આએ વખત આયો ને આયો મારી ખાતરી થઈ કે તારાં મનમાં કોઇ રાંન બીજીનો વિચાર છે, ને પછી આજે તું નાસ્તો ખાવા બેઠોતો, ને પેલું એક કાગલ આયું ત્યારે તું બાવાનાં દેખતાં ગભરાઇ ગીઓ–”

“ અરે રાંન દાકણ,” ભીખાજીબાનું હવે ઘણું પાકી આવવાથી શું બોલતા હતા તે સંભાલ્યા વના તેઓ બોલી ઉઠયા, “ તે કાગલ તો મારી નાજાંનું હતું.”

“ હં: **તારી** નાજાં કેની ? ” દીનીએ અનકાથી ‘ તારી ’ બોલપર ભાર નાંખી કહ્યું—કાંયકે ‘ અદીની આ પાક બેલ્લાઇ ’ ઉપર ખીજવાઇ જવામાં તેણે કશો સાર જોયો નહીં. “ પણ વારૂં અદી”— અને હયાં તે ચેતરણ છોકરીએ ભીખાજીબાનાં ગલાંમાં પોતાના નાહાના હાથ નાંખ્યા, “ મને કેહની એ રાંન નાજાં કોણ છે, ને એ કાગલમાં શું લખેલું હતું ? ”

ભીખાજીબા દીનીની એ વરતણુક તેમજ એ સવાલથી ઘણાજ ગુસ્સે થઈ ગયા. તેણે તેઓને પોતાની બાથમાં પકડયા તે રખેને માસ્તર કે છોકરાઓ જોય, ને તેવણની—તેવણની જૈશીની લેવરી થાય તેનો તેવણને ઘણો ગભરાત અકરાત થયો, ને તેથી તુરત તેના હાથ ખસેડી નાંખી તેઓએ ગુસ્સાથી કહ્યું, “ ચાલ જા, નીકલ અહીંથી, બેઅદબ દુકતી; તારાં માયબાપને એ વાત કેહવી પરશે. ”

“ તો કેહજેની મુવા, ” હવે દીનીનો ‘ સભાબ ’ દીનીના હા-

થમાં નહીં રહયો; "જો મુવો, બીહીધરાવેચ કે ? તું નહીં કેહશે તો હુંજ કેહવશ કે છુટીની આગમચ આરસીનો મોટો તખ્તો બી તેંજ મુવાએ ભાંજ્યોતો, ને મેં મારાપર તે વાંક લઇને તુંને માર-માંથી બચાવ્યો તે તો જુઠું ઉતું."—ને તે ચરતખોર દુકતી ઢોંગથી રડી પડી!

આથી બીખાજીબા વધતા ગભરાયા. કોઇ આવી જાય ને તેઓની ખટપટ જોય તો તેવણનું શું થાય? તેવણુ જો તેને રડતી મેલી નાહસી જાય તો વધારે વાત બેહેકે, ને તેથી એક બાપને છાજતી મમતાથી તેઓ તેને માંથાં પર પસવારીને મુંગી રાખવા ગયા—તેવામાં કમબખત પેસુ ભેંસ ત્યાં આવી લાગ્યો!

"વાહરે વાહ! વારેહ વાહ, બચ્ચા અદી!" પેસુ ભેંસ (જે વાંચનાર જાંણે છે તેમ બીખાજીબાનો હડડતો શત્રુ હતો તે) આ તમાસો જોઇ બોલ્યો; "અરે પોરયાઓ, અહીં આવો! આએ લુ-ચ્ચાનો આપરે જરા ચેહેરો કરીએ."

બીખાજીબાને આ નહીં ધારેલી નવી નામોશીથી ભોંયમાં ભ-રાવું પડયું! 'નાદાનકી દોસ્તી ઓર જીવકા જાંન' તેમ તેવણે ના-દાનની દોસ્તીમાં પોતાનાં વરસ નાહક વેચીને પોતાનો ફેસ્તો કરાવ્યો!

પોરયાઓ તો એવું સોહોધતાજ ફરે, કે જ્યાં ત્યાંથી તેઓના કંટાલેલા જીવને જે ગમત પડી તે ખરી, ને તેથી બીખાજીબાનો તે દુકતાઓમાં હુરયો હુરયો થયો.

પણ એટલુંજ નહીં. એકે દરખાસ્ત કરી કે માસ્તરની છોક-રીને બીખાજીબાએ (અદીએ) રડાવી તેથી તેની ફરયાદ માસ્તર આગલ રજુ કરવી, અને બીખાજીબા ઘણું કકલ્યા ને ગગલ્યા ત્યારે દયા તરીકે તેઓએ તે ઇનસાફ પોતાના હાથમાં લીધો, ને

બોંય ચઢાવીને ભીખાજીબાને એમના એ વાંક માટે બીજા છોકરાઓના કલાહોલ ઘોંઘાટ ને ખુશીની ચીચ્યારીઓ વચ્ચે બે ચાર જણાઓએ ખુબ ઠોકીને હલકા કરી નાખ્યા !

તે પછી ભીખાજી સુજેલા અવયવો ને ભાગેલાં પાંસરાં સાથે બાજુ ગયા, કેમકે પોરીયાઓ જ્યાંવેર તેમને સતાવતા, ઠોકતા ને ઘુમ મરાવતા ઠાકયા નહીં ત્યાંવેર તેઓએ તેમનો પીછોજ મુકયો નહીં હતો, કે જ્યારે એ તેવણની સઘળી આપદાનું મુલ—દીની–તો મારામારી શરૂ થતાંજ ઘેરમાં બીહીકની મારી ભરાઇ ગઈ હતી !

ભીખાજીબાએ 'સુલેહનો ભંગ' કરવાના વાંક માટે પેસુ ભેંસ ને તેના ગોઠયાઓને કોર્ટમાં ઘસડવાનો વિચાર કીધો, પણ ગરીબ બચારા પાસ વાંક પુરવાર કરવાને સાક્ષીઓ કયાં હતા ?

'એના કરતાં તો મોહત ભલું !' ભીખાજીબા આંખોમાં આંસુ સાથ એકાંતમાં બરબડયા; 'આએ દુકતાઓ એકમત થઇને અહીં મોરે વેહેલે મારૂં ખુન કરશે, તે કરતાં તે આગમચ મારૂં મોહત આવે તો સારૂં !'

બીજે દિવસે સરેસ્તા પ્રમાણે છોકરાઓને પોતપોતાને ઘેર કાગળો લખી વાલવાની ટર્ન હતી, ને તે વાતની જાંણ થતાં ભીખાજીબાને તેમનાં સઘળાં દુઃખ છતાં નવો ઉમંગ આવ્યો. આજવેર એ કાગળો લખવાની વાતનો બી તેમને ખ્યાલ નહીં થયો તેથી તેઓ અચરત થયા, ને તેઓએ એક સપાટે બે ત્રણ કાગળો લખી નાખવાનું ઠરાવ્યું.

અવલ તો એક તેઓએ પોતાના સોલીસીટરપર લાખવાનો વિચાર કીધો. તેમાં પોતાની ખરી આફતામાન્યામાં આવે ને અકકલમાં ઉતરે તેમ વીગતે બ્યાંન કરવાને તેઓએ નકકી કીધું. બીજું એક કાગળ તેજ ઢપનું ઑફીસના હેડકલાર્કપર લખવા માંગ્યું, ને ત્રીજુ કાગળ—તેઓએ ઉભાતી ને ઉંચકાતી છાતીએ નકકી

કીધું કે ત્રીજું—લુચ્છા ઠગારા નારવા દુકતા અદીપર લખવું, ને કાલાવાલાથી તેને પીગલાવવાની કોશેશ કરવી.

એ સઘળા ખ્યાલોથી ઉશ્કેરાઇ આવીને તેઓએ જ્યારે, એક દુખતું આદમી શીણુને વલગે તેમ, કલમ હાથમાં પકડી બધાઓને જેમ પુરાં પાડવામાં આવ્યાં હતાં તેમ તેમને પુરૂં પાડેલું કોરૂં કાગળ શરૂ કરવા જોસ્સાબંધ આગળ ખેંચ્યું—તેવામાંજ માસ્તર બોલ્યો.

"કોઇ લખવા માંડે નહીં," તેણે કહ્યું. "છોકરાઓને મનને ગમે તેમ છુટથી ને આંકોશ વગર લખવા દેવાને મને પસંદ હતું, ને તેથી હું આગલ તેમ હંમેશ કરવા દેતો હતો, પણ એકાદ બે છોકરાઓના બાપે એટલી કડવી ફરયાદો કરી છે કે હવે મને કાગલ લખતાં બી શીખવવું પરશે એ ખચ્ચીત તમોને શરમાવા જોગ છે. હું ખાસકરીને તારે વાસ્તે બોલુંચ, અરદેશર," ભીખાજીબા તરફ જોઇને માસ્તરે કહયું; "તારા લાયકીવાલા બુઝોર્ગ બાવાએ તેં અહીયાંથી લખેલાં છેલ્લાં કાગલની ઘણી કડવી ફરયાદ લખી મોકલી હતી. તેઓ ફરયાદ કરે છે કે તુંને લખવાના સકારજ નથી, ને તેથી તારૂં લખાંણુ પગથી માંથાંવેર ઘેલુંગાંડું ને કંટાલો પેદા કરનારૂં હતું."

આ વાત ખરી હતી! ભીખાજીબાને અદીનું છેલ્લું કાગળ નહીં પસંદ આવ્યું હતું વાસ્તે તેઓએ ફરયાદ લખી હતી, પણ ફરયાદ લખતાં થોડુંજ—અરે થોડુંજ જાણ્યું હતું કે તે તેઓનાંજ નુકસાનમાં ઉતરશે?

ભીખાજીબાને એ તો હાથનાં કીધાં હઇએ વાગતાં હતાં! તેઓએ અદીના 'પ્રૉગરેસ' પર કદી એક બાપને ઘટતી ને જોઇતી નજર રાખી નહીં, અને સૌ કશાંમાં ફકત માસ્તર આગલ ગુરાબંધ

ફરીયાદો કરી જાણી, પોતે પોતાનાં ફરજંદને જાતે શીખવવા કે સુધારવા કદી ખંત, કાલજી કે કદર કરી નહીં તે સઘળાંની એ એકદર બાપને હમણાં સજા થતી આપણે જોઇએ છીએ. એવા ' પથ્થરના પ્રતાપ ' છે !

ભીખાજીબા હવે પોતાની ભુલ જોતા હતા, ને મનમાં પસ્તાતા હતા. તેઓએ તે વિશે માસ્તરને લખી વાલ્યું, પણ પોતે અદીને તેડીને પ્યારથી શીખવવા—ભુલો બતાવા કશી પરવાહ કરી નહીં તે તેઓનો અફસોસ હતો; જો કીધી હોત તો માસ્તર અસલ પેરે છોકરાઓને સ્વતંત્ર કાગલ લખવા દેતે, ને તેઓને ઘર પાછા જવાની આ એક બારી જે હાથ આવી હતી તે બી બંધ થઈ જતે નહીં !

## પ્રકરણ ૧૮ મું

### વધુ વેદનાઓ. ( ચાલુ ).

એ રીતે છોકરાઓને પોતપોતાને ઘેર લખી વાલવા આજે માસ્તરે પોતે એક ફૉર્મ ઘડી કાઢયો હતો, અને ડીકટેશનની પેઠે તે લખાવી, પોતે જોઇ જઇને પછી પોસ્ટ કરાવાનો માસ્તરનો એરાદો હતો. એ વાત બીજા છોકરાઓને તો ભલે ભલે હતી, કેમકે અસલ નકલ ઘડી કાઢવાની માંથાફોડનો તેમને સ્વભાવિક કંટાલો હતો, ને તેથી માસ્તર જે લખાવે તે ટપકાવી દઇ એ અણગમાં કામનો નીકાલ કાઢી નાંખવા તેઓ રાજી હતા, પણ ભીખાજીબા ? તે બચારા તેવું એક કાગળ અદીપર કેમ લખી શકે ?—અને તોબી જ્યારે બધાએ માસ્તરનાં મોંમાંથી બોલ નીકલતાં ટપોટપ ને ઝપોઝપ લખવા માંડયું, ત્યારે તેવણ લખ્યા વના બેસી રહે એ કેમ બને ?

તે પછી માસ્તરે પોતાના ધાડા રોબદાર સાહાદે નીચે પ્રમાણે ધીમે ધીમે લખાવા માંડયું:--

"મારા વ્હાલા નેકનામ મુરબ્બીજી પીતાજી ( કોમા ) તમો તરફથી મલી ભેટીને રવાના થયા બાદ હું અતરે સહી સલાંમત આવી પોંહોંચ્યો છું, ને તમારા હકમાં હજારો હજાર દુવા કરતો મારા અભ્યાસપર ખંત કાલજી અને ઉદ્યોગથી મંડયો છું. ('આવી પોહોંચ્યો છું' આગલ કોમા ને 'મંડયો છું' આગલ પુર્ણુ ટાંપ.) મારા માસ્તર સાહેબ માણેકજીની મારાપર ઘણી મેહેરબાંની છે (કોમા) ને તેઓ મારા અભ્યાસપર પોતે જાતે ઘણું મોટું ધ્યાંન આપે છે (પુર્ણુ ટાંપ અને નવો પેરેગ્રાફ.) વલી અહીં અમોને અભ્યાસ કરવાનો નથી, પણ સાથે રમવાનું ને કસરત કરવાનું બી માસ્તરે રાખેલું છેજી ('નથી' આગલ કોમા ને 'જી' આગલ પુર્ણુટાંપ) રોજ સાંહજે સ્કુલની પછવાડેનાં ચોગાંણુમાં તહરેવાર રમતો અને કસરતો કરવાની–( અદી તું ગભરાયા કેમ કરેચ 'કસરતો કરવાની' વેર લખ્યું કે નહીં ? ચલાવ ધ્યાંન રાખીને ! ) તહરેવાર રમતો અને કસરતો કરવાની અમોને ઘણી મહજા પડે છે ( પુર્ણુટાંપ. ) ( નવો પેરેગ્રાફ ) ફારસી તો હવે મહમદ મીયાં હુસેનખાંન શીખવવા આવે છે (કોમા) ને એ કાબેલ માસ્તર એવી તો વિદવતા ( વ હસવાઇ દંતી દ વ જોડી દંતી ત કાહણો—( માકુ ચેન તેં તો કાંહાંણો જોઇએ ત્યાં કાંનો લખ્યો, યુ ડફર, સુધાર !—ચલાવો આગલ ) એ કાબેલ માસ્તર એવી તો વિદવતાથી એ અસલ ભાશાનો અમોને અભ્યાસ કરાવે છે કે તમે બી જોઇને છક થશો ( પુર્ણટાંપ ને નવો પેરેગ્રાફ ) હસાબમાં પંચરાસી ( પેરેનથીસીસમાં કંપાઉંડ પ્રોપોરશન ) તો અમો એટલા વારમાં શીખી બી ગયા છીએ ( પુર્ણટાંપ. ) હવે તો નફા ને નુકશાન ( પેરેનથીસીસમાં પ્રૉફીટ ઍન્ડ લૉસ ) ના હસાબ શીખીએ છીએ ( પુર્ણટાંપ ને નવો પેરેગ્રાફ. ) ઇંગ્રેજી તો માણેકજી માસ્તરે પોતે પોતાને હસ્તક રાખેલું છે (કોમા) ને કવીતામાં ગોલ્ડસ્મીથની ડીઝરટેડ વીલેજ ( ડીઝરટેડ

વીલેજ ઇનવરટેડ કોમામાં ) અને પ્રોઝમાં શેકસપીઅરની લેંમ્સ ટેલ્સ ( લેંમ્સ ટેલ્સ ઇનવટેડ કોમામાં ) ચાલ્યે છીએ તે જાંણુજોજી (પુર્ણટાંપ અને નવો પેરેગ્રાફ.) હવે આએ કાગલ ઘણું લંબાણુ થયું છે વાસ્તે માંફ કરજો (પુર્ણ ટાંપ ) તમારી અને આપણાં ઘરનાં સૌ વ્હાલાંઓની ખુશી તનદરોસ્તી લખજો ( કોમા ) ને સૌને મારો પ્યાર આપજો ને તમો મુરબ્બીજી બી કબુલ ફરમાવજોજી (પુર્ણટાંપ) હાલ એજ અરજ ( પુર્ણટાંપ ) ( જમણા હાથના ખુંણામાંથી ) લા૦ હું છું ( કોમા ) તમારો સદાનો તાબેદાર વ્હાલો બેટો ( તમારી સહી કરો. )

માસ્તરે 'તમારી સહી કરો' એમ બોલતાં એવા તો ભપકાથી ખુરસીમાં અઢેલો મારયો કે તે બતાવી આપતું હતું કે માસ્તર પોતે લખાવેલાં આ કાગળ માટે મનમાં ઘણો મગરૂબ થતો હતો— જાંણે તેના શીષ્યોનાં માબાપો કાગળ જોઇને છકજ થઇ જવાનાં હોય !

નહીં તામોસ થાય એવા પ્રગટ ધીકારમાં તોપણ કાંઇ ચાલે નહીં માટે શાંત તાબેદારીમાં ભીખાજીબાએ ઉપલું હંબગ નીચી મુંડીએ જીવપર જોરાવરીએ ચીતરયું, અને અદી એ કાગળ વાંચતાં શું શું વિચાર કરશે તે ઉપર તહરેવાર અંદેશા કરતાં પુરં કરી સહી કરીને પેન બાજુએ ફેંકી દીધી.

તે પછી માસ્તર સૌનાં કાગળો તપાસી ગયો, ને પછી પોતાની દેખરેખ હેઠલ તેણે તે ઘડી વલાવ્યાં, કવરમાં મુકાવ્યાં, ને પોતે ટીકીટો પુરી પાડી માણુસ સાથે તે ટપાલમાં મોકલી બી દીધાં !

તેમાં ભીખાજીબાને સરનામેનું કાગલ બી હતું—કે જ્યારે તેના લખનાર તો ભીખાજીબા પોતે હતા, ને તે કમબખ્ત ભીખાજીબા પોતે તો આ નીશાલમાં દેશનિકાલ કેદ પડેલા હતા !

એટલી બધી દમબદમ થતી નાસીપાસીએ ભીખાજીબાનું દીલ

તુટી ગયું, અને તેઓએ ઠરાવ કીધો કે હવે તો જે થાય તે ખરી; ગુપચુપ મારે અહીંજ પડી રેહવું—મરી રેહવું ! બીચારા બીજું તે શું કરે !

બીજે દીને એક જાહેર તમાસો હતો, ને ત્યાં સ્કુલને લઇ જવાની હતી, એટલે બીજા છોકરાઓ ભેગા ભીખાજીબા બી જવાના હતા.

ત્યાં જવા માટે છોકરાઓને સારી રીતે તૈયાર કરવાના હતા, ને તે સઘળું માસ્તરનાં અસીલ અસરાફ ધણીઆંણીની ખાશ દેખરેખ ને ઉપરીપણાં હેઠલ થવાનું હતું. તેઓએ તેથી પોરયાઓના જાતે હાથે બાલ હોરયા—કોઈ કોઇના બાલને પામેટમ લગાડયું, ને તેમ તૈયાર કરી આપ્યા તેમાં ભીખાજીબા બી હતા !

ભીખાજીબા તો એવા શરમાયા કે જેની વાત નહીં ! આવા ઉંમરે પોંહોંચેલા ડોસાજીને પાસાંમાં ઉભા રાખીને એક જવાંન બાંનુ બાલ હોલે તે વાત લખતાં અમોને જો શરમ આવે છે તો પછી રાંક બચારા ભીખાજીબાને નહીં શરમ આવે ? વળી એક તો તેઓને પામેટમ લગાડવાનો ભારે ધીક્કાર હતો. તેઓ તેને નજીસ નસો કહીને હંમેશ કમકમતા હતા, ને તેથી તેવણુના બાલને જયારે તે ચીકાસ ચોપડવામાં આવ્યો ત્યારે તેવણુનો સદાનો સુગાંતરો જીવ કેવો સુગાઇને કમકમ્યો હશે તે લખવા કરતાં વિચારી લેવુંજ સેહેલ થશે.

તમાસાના તંબુમાં ઘણું લોક જમાવ થયું હતું, ને તેમાં કેટલાંક તો કુટુંબો હતાં. એ વખતે ભીખાજીબાનું અચબુચ ધ્યાંન એંચાયું કે પેલી ચદનચાઇ દીનીના જેવીજ એક બીજી નાદાંન પારસી દુકતી પોતાની જગ્યાપર બેઠી બેઠી કોઇ ન જોય તેમ ભીખાજીબાને તહરેવાર મોગમની અસારતો કરયા કરતી હતી ! આ શું વળી નવો સેતમ—નવું કોટક !

ભીખાજીબા ઘણા ગભરાયા, ને તે દુકતી તરફ જોવાના

અખાડા કરવા લાગ્યા, પણ તેઓ જેમ વધતાં અખાડા કરે તેમ તે દુકતી વધતી અકરવકરની વધતી છુપી ઇસારતો કરે, કે જ્યારે વધુ ગભરાતમાં ભીખાજીબાએ જોયું કે તેના એ ચાલા માસ્તરની અદેખી દીકરી દીની ઘણાં ધ્યાંનથી જોતી હતી !

'એના બી બાપને ચેતાવવો જોઇશે,' ભીખાજીબા મનમાં બબડયા; 'આએ તરફની બધીજ દુકતીઓ વીખરી ગયલી જણાયચ.'

પણ હવે પેલી દુકતી તો કાંઇ કાગળપર ચીતરી કાઢવામાં રોકાઈ હતી ! રખેને કાંઇ લખે ને તેવણુ તરફ ફેંકે એ ભીખાજી-બાની મોટી ફીકર હતી. તે છોકરીનો બાપ તે કાગળ પકડાય તો શું વિચાર કરે ? તે કાગળ માસ્તરના હાથમાં જાય તો શું નવી મોહકાણુ મંડાય ?

અને ભીખાજીબાનાં કમનસીબે તેજ અને તેમજ થયું ! તે દુકતીએ તે કાગળની સ્લીપ લખી કાઢી, તેની બીંદરી કીધી, અને કોઇ નહીં જોય તેમ ભીખાજીબાપર ફેંકી, પણ ગભરાતમાં નીશાંણુ ચુકી, એટલે તે સ્લીપ આબાદ ખુદ માસ્તરનાજ ખોલામાં જઇ પડી !

---

## પ્રકરણ ૧૯ મું.

## ભીખાજીબાની ચીંતા.

તે કોઇ ચદણુચાઇ દુક્તીની નાદાંન અટકચાલીના બીનતકસી-રવાર ભોગ—બચારા આપણા કમનસીબ ભીખાજીબા—આ એતેફા-કનાં સંકટનાં સાંટકથી 'ઉજરા વાઘ' જેવા થઇ ગયા ! તે દુકતીને તેઓએ આખા જનમમાં આગલ કદી જોયલી ન હતી—ફકત આજના આ તમાસાના તંબુમાંજ તે નજરે આવી હતી, અને તેમ છતાં જાંણે કેવીએક પીછાણુ અથવા મોહબત હોય તેમ જ્યારે તે એબલગાંમણી દુકતીએ એક કાગળ લખીને ફેંકયું, ને તે કાગળ

ભીખાજીઆ ધ્રુજયા કરતાજ હતા તેમ જઇને આબાદ માસ્તરનાજ ખોલામાં પડયું, ત્યારે તે ગરીબ બાપડા ડોસાજીનો ગભરાત જોવા જેવો થઇ પડયો.

માસ્તરે તેઓના ખોલામાં જઇ પડેલું તે કાગળ્યું અચરતીથી ઉંચકયું, ને ઉપર 'અરદેશર ભીખાજી'નું સરનામું દીઠું. તે સરનામું જોઇને માસ્તર ધરાયો નહીં. તેણે તે ચીઠી બેધડક ઉખેડી–વાંચી –ને પછી જોઈ લ્યો તમાસો ! તે ચીઠીપરથી ભીખાજીબાપર ને ભીખાજીબાપરથી પાછો ચીઠીપર—તે બે માંહેથી એકને બી કરડી કે ભખીજ ખાવા માંગતો હોય તેમ—ડોલા કાઢવા લાગ્યો; પણ ભીખાજીબાના ધરા ગામ ગયા હતા. તે ડોસા બચારા વગર વાંકે બી એટલા બધા બીહીધા કે નીચેથી ઉપર જોવાના અખાડાજ કરી ગયા, ને તેથી જેમાં તેવણનો વાંક નહીં—તકસીર નહીં તેના તેઓ વધારેકરીને ગુનેહગાર ઠરી ચુકયા !

પણ પેલી ચીઠી લખનાર દુકતીની પોતાની હાલત કેવી હતી ? તેના બી હોસકોસ લેવાઈ લુટાઈ ગયા હતા. તે પોતાની નીશાંણ ચુકી ને તેથી ઓર આટો બફાયો તે તેને માટે થોડા ગભરાતની વાત ન હતી, પણ તેને સધ્યારો એ હતો કે ચીઠીમાં તેણીએ પોતાનું આખું નામ ભરયું ન હતું, એટલે તે તેણે લખેલી છે એમ માસ્તર પામી જવાતો નથી.

માસ્તરે ગંભીર રૌબમાં તે ચીઠી વીંટાલીને પોતાનાં ગજવાંમાં મેલી.

ભીખાજીબાએ જોયું કે અહીં તો તેઓ અખાડા કરીને છુટી જઈ શકયા, પણ ઘેર જતાં માસ્તર પેહેલી ખબર તેઓની લેવાનો, અને તેથી ભીખાજીબાએ અંતઃકરણથી ચાર વરસનાં ખુચાં સહી દુવા માંગી કે તે તમાસો ખુદા કરે ને કદી બી પુરો થાયજ નહીં, ને તેઓ ઘેર જાયજ નહીં તો વાહવાહ !

તે તમાસો તો બચારા મન મુકીને જોવા બી પામ્યા ન હતા. રાંડ પેલી દુકતીએ અવલથીજ ધડકધુજારો ચાલુ કીધો હતો, ને ચીઠી માસ્તરના હાથમાં જવા પછી તો ડોસાજીને 'દુન્યાદારી ઝેર જેવી' થઇ પડી હતી, તો તમાસો તે શું જોવા ગમે?

'એ બધો વાંક અધુરી કેરવણીનો છે,' ભીખાજીબા મનસે બરબડયા; 'એવી છકેલી દુકતીઓની એવી હીણપસ્તી વાસ્તે તેઓનાં માબાપ જવાબદાર ગણાવાં જોઇએ. તે હેમકોને પોતાનાં બચ્ચાંને આબરૂદાર તરબીયત અથવા તાલીમ આપતાં આવરે નહીં તેનું એ પરીણામ છે, અને પછી છુટાછવાયા એવા ચદણચાઇ દાખલાઓથી ટોલાને ખરાબ લાગે તેમાં નવાઇ શાંની?'

હયાં ભીખાજીબા તદન ખરા હતા. એ દાનાવ ડોસાજીના પાકા અનુભવ ઉપર રચાયલા ઉપલા વિચારોને અમો તદન એકમત છીએ એમ કેહવાને અમોને ખુશી ઉપજે છે.

ભીખાજીબાનાં સારાં નસીબે તેઓની એ નામોશીની—પેલી ચીઠીની—વાત બીજા કોઇ તેઓના શત્રુઓનાં દીડામાં ન આવી હતી; નહીં તો તેઓ કે? એ બચારા ડોસાજીની ફજેતીના વાવ-ટેવાવટા ઉડારતે!

અંતે તમાસો ખલાસ થયો, ને સૌ ઘર ચાલ્યાં. આખે રસ્તે ભીખાજીબા એડીયાંનો તરતનોજ જોલાબ લીધો હોય અથવા ફુદું ફુદું થઇ રહીને ઓય રડી દેવાના હોય તેવું મોં લઇ ચાલતા હતા. તેઓની છાતી અંદરખાંનેથી મિનીટના સતરસો ધપકારા ગણાવતી હતી!

જેમ ઘર નજદીક આવતું તેમ તેનાં પ્રમાણમાં ભીખાજીબાનો ગભરાત વધ્યો જતો, તે એટલે સુધી કે સ્કુલનાં મકાંનની સીડી ચઢતાં તો જાંણે ધુમ દારૂ પીધો હોય તેમ તેઓના ટાંટયા લટર-પટર થયા ને ગુંઠણ તો અકેકસે ઘેરયા રમતાં હતાં!

"ડગલો કાઢીને મારા ઓરડામાં આવજે રે, દુક્કર," માસ્તરે ઘરમાં જતાંને વાર ભીખાજીબાને તતરાવીને કહ્યું.

અને ભીખાજીબાને આજે ડગલો કાઢતાં જેટલો વાર થયો તેટલો આટલી ઉમરમાં કદી કોઇ દિવસ થયો ન હતો; પણ અંતે ડગલો નીકલી રહયો એટલે માસ્તરના ઓરડામાં લથરતા પથરતા જયા વના ચાલ્યુંજ નહી.

ત્યાં માસ્તર હતો નહી; ઓરડામાં કોઇ હતું નહી. ભીખાજીબા થોભ્યા.

તેવામાં માસ્તર આવ્યો. તે કમબખતના હાથમાં તો એક લાંબી નેતર હતી ! તે મુવાંની પાયદસ્તે નીકલેલા પાદરીના રોબથી ચાલીને અંદર આવ્યો, ને ધરમગુરૂનાજ તોરથી પોતાની ખાસ ખુરસીમાં બેઠો, જ્યારે ભીખાજીબા એક કેદી પેરે તેની સાંમે ઉભા રહીને ભીત્તરે ધ્રુજ્યા કરતા હતા.

" તું લોકોની છોકરીઓ સાથે ઘેલી ગાંડી ચીઠીપત્રીનો વેહેવાર રાખેચ ?" માસ્તરે ડોલા કાઢી કહયું.

" નહીં, હું હા-માસ્તર છોકરીઓ નહીં, હું નહીં, હું-હું-" ભીખાજીબા તોતરા બોબરા થઈ બોલોનો ખુરદો કરવા લાગ્યા.

અરે મુવારે એવણ ઓદાંણી ! એમાં તે શું એટલું બીહીવાનું હતું ? તરત ત્યાં તડ ને ફડ સઘળી ખરી હકીકત નેણ ફેરવીને કહી દેતે, ને પછી તાપમાં ને તાપમાં ત્યાંથી પોતાને ઘેર જતે ! પણ એટલી હીંમત કોણુના બાપની લેવા જાય ?

તેઓનાં તોતરાબોબરા થવાથી માસ્તરનો વેહેમ વધારે મજબુત થયો.

" આએ ચીઠી ખોલ્લેખોલ્લી તારાપર છે," માસ્તરે કહ્યું;

"તારાં નામ નીશાંણુ સાથે છે ને તું નામુકર જવાની કોશેશ કરવા જાએચ ? વાંચ એ."–ને માસ્તરે ભીખાજીબાનાં આંગપર ગજવાં-માંથી તે ચીઠી કાઢી ફેંકી.

ગુંમતાં મગજે ને ધ્રુજતા હાથો સમેત ભીખાજીબાએ તે ચીઠી વાંચી લીધી. તે એક ઘેલું ગાંડું પ્યારપત્ર હતું !

"કેમ સાહેબ ?" માસ્તરે અનકાથી પુછ્યું.

"હા, સાહેબ," ભીખાજીબાને શું બોલવું તે નહીં આવડવાથી જે બોલાયું તે બોલ્યા.

"હવે એ ચીઠી વિશે ને તેની લખનારી વિશે તમારૂં શું મત છે ?" માસ્તરે પુછ્યું.

"ઘણુંજ ખરાબ, સાહેબ, ઘણુંજ ખરાબ !" ભોલા ભીખાજીબા માસ્તરની તકોર સમજ્યા વના તેઓનું મત માંગ્યું એટલે ઉરકેરાઈ આવી મત આપવા પડયા ! "એ પારસીઓમાં પેલા કેહવાતા સુધારાની મોહકાંણુ છે, સાહેબ, ને જો પારસીઓ હજી ચેતશે ને ચોંકશે નહીં તો હજી તેઓ ઘણા પસ્તાશે. તેઓના આબાદ ટોલાની બરબાદી ને ધુલધાંણી થશે, ને એવી નામદુબાઉ દુકતીઓથી જરથોસ્તી ફીરકાનાં બુલંદ નામને ઝાંખ અને એબ પોંહોંચશે."

માસ્તર તો આ બુજોર્ગીની દાનાઇ—દુરઅંદેશીની કાબેલ્યત-ભરેલું છટાદાર ભાષાંણુ સાંભળી છક થઇ ગયો ! અરદેશર જેવો અભણ નાદાન કમઅકકલ પોરયો આવી દાનાઇની વાત કરે ને એવું ડાહાપણનું ભાશાંણુ સંભળાવાની હીંમત કરે એ ખ્યાલથી તે સાંમો હબકી ગયો.

"એ જમાનાની તાસીર છે, માસ્તર," ભીખાજીબાએ માસ્ત-રપર પોતાનાં ભાશાંણુની અસર થયલી જોઇ ઘણી ખુશીથી આગલ હાંકયું; "મારીપર એવી એક ચીઠી આવે તેમાં મારો કસુર શું ?

એ તો તે ભમાતુનાં ભેજાંમાં આયું તો આજે મારીપર ચીઠી ફેંકી-કાલે વરી દીલમાં આવે તો તમારીપર ફેંકશે ! એ તો ચાલ્યું જાય !"

માસ્તર ભીખાજીબાને ઠોકવાનાજ વિચારથી નેતર લઇને આવ્યો હતો, પણ ડોસાજીને વળી તેઓનાં કીસમતે યારી આપી. તેઓનાં ભાશાંણથી માસ્તરને તેઓને ખાત્રીપુર્વક તકસીરવાર ઠડાવતાં ને સજા કરતાં શંકા થઇ, ને સરકારના કાયદા પ્રમાણે તે પોતાનો વેહેમનો લાભ તે પોરયાને (?) આપવાને તેઓએ ઘટીત વિચારયું. "હું તારાં આએ બધાં લાંબાં લાંબાં બોલવાથી કાંઇ દઘાઇ જતો નથી," માસ્તરે કહ્યું, "પણ આએ તારા વાંક સારૂ તને ખચ્ચીત સખત સજા કરવાના મારા ઠરાવ છતાં હું તુંને જતો મેલુંચ તે એટલા વાસ્તે કે એમાં તારો વાંક છેજ, ને તે છોકરીને તેં એવાં લખાંણ કરવા ઉત્તેજન આપેલું છે એમ મારી ખાત્રી નથી."

ભીખાજીબાને ખોદાયજી પાયા !

તે બચારા ડોસાજીને હવેજ પુરતી ધીરજ આવી, ને હવેજ તેવણે છુટકારાનો દમ ખેંચ્યો.

પણ એ ધીરજ પામવા સાથેજ તેઓને એક બીજો ખ્યાલ થયો.

માસ્તરને પોતાપરની વીતેલી વાત કહી દેવાને આના જેવી ફરી તક કયારે મલે ? માસ્તર હમણાં એકલો હતો—ફુરસદે હતો, તે વળી ઠંડા સ્વભાવમાં હતો, તો એથી વધારે શું જોઇએ ?

"જો સાહેબને ફુરસદ હોય ને મને ધીરજથી સાંભળો તો હું એક ખુલાસો આપવા માંગુચ," ભીખાજીબાએ જેમ તેમ જબાંન પર કાબુ મેલવી ઓસકાતાં ઓસકાતાં કહ્યું.

"હું જોઉંચ કે તારે મને કાંઈ બી અગતનું કેહવું છે ખરૂં," માસ્તરે માયાથી કહ્યું; "તું આયોચ તે દાહારનો એ રદનપાટલો

બેઇ બેઠેલો છે, એટલે બાતેનમાં કાંઇ બી જાણવાજોગ હોવું જોઇએ; પણ હાલ તો મને રોકાણ છે. રાતે જમીને તું મારા પાસ અહીં એકાંતમાં આવજે, ને તુંને શું કેહવું છે તે હું સાંભલશ."

આ કેટલી ધીરજ ! એ કેવી ખુશાલી !!

માસ્તર હવે સાંભળશે ત્યારે તો તેઓ જરૂર કેહશે. માસ્તરને તેઓ સંભળાવવાની ધીરજમાં લાવી શકયા એજ શું આપણા ભીખાજીબાની નાહનીસુની ફતેહ હતી? તેઓ હવે સઘળું કેહશે ને રાતની ટ્રેનમાં તો જરૂર ઘેર જવા પામવાના ને ફર પામવાના !

આએ વિચારમાં આખી દુન્યાનું સુખ આપણા ભીખાજીબા માટે સમાયલું હતું. એ વિચારની ખુશીએ—તેના ખ્યાલની મોજેજ તેઓને આજેજ કરી મેલ્યા.

---

## પ્રકરણ ૨૦ મું

### "કવાબમાં હાડકું !"

ભીખાજીબા બાહેર આવ્યા અને રાત પડવાની વાટ જોતા બેઠા. તેઓને ઘડીઆલપર ગુસ્સો છુટવા માંડયો. વખત એટલો હઠીલો-એટલો ધીમો કયારે હતો ?

તેવણ એ પ્રમાણે બેઠેલા હતા તેટલામાં પેસુ ભેંસ—તેવણનો હરડતો શત્રુ—તેવણની પાસે આવ્યો. "બચ્ચા અદી," પેસુએ દોસ્તીના પટામણા સાહદે પુછયું, "એ માસ્તરને આજે રાતના જમીને તું શું કેહવાનો છે?"

"તેમાં તારે શું છે રે?" ભીખાજીબાએ મિજાજ ખોઇ દઇને કહ્યું; "તે હસાબે ત્યારે તું લોકોની ખાંનગી વાત બારણાં પછવારે ભરાઇને સાંભરેચની?"

"તે તો જે હોય તે, પણ એ વાત હું તુંને આજ ને આજ માસ્તરને કહી દેવા દેવશ નહીં," પેસુએ સત્તાની ઢપછપથી કહ્યું.

"એટલે, તું કોણ મારા જીવનો ધણી થાયચ જે તું કેહવા ને નહીં કેહેવા દે ?" ભીખાજીબા વધતા ઉશ્કેરાયા; "તું શું જાણે હું શું કેહવાનો છેઉં તે ?"

"હું બધું જાણુંચ," પેસુએ કહ્યું. "બચ્ચા, તું મને કાંઇ બુચું સમજેચ કે ? પણ હું તુંને સાફ કહુંચ કે હું આજ ને આજ એ વાત તુંને માસ્તરને કેહેવા નહીં દેવાનો. જરા હજી વધારે ચોભ્યાથી વધારે મજા પડશે."

"મજા પડશે ?" ભીખાજીબાએ આ દુકતો શું કેહેવા માંગતો હતો તે સમજ્યા વના કહ્યું; "મારાં કલેજાં બરીને એ પર થાય ને તમો લોકુને મજા પરે ? વાહ !"

"તે જે હોય તે," પેસુએ ઠરાવથી કહ્યું; "એ વાત તો માસ્તરને હું પોતે કેહેવાનો છેઉં."

"તું ?" ભીખાજીબાએ તુચ્છકારથી કહ્યું; "હું પોતે જો તે બરાબર સમજમાં આવે તેમ સમજાવી નહીં શકું તો તું શું કેહવાનો ? વાસ્તે જારે એ પેસુ બેલ–પેસુ ભેંસ, શું નામ બરયુંચ તારૂં? હું તુંને સાફ કેહુંચ કે બચ્ચા મારાં કામમાં વગર કારણે માથું મારયુંચ તો તારી વાત તું જાણે!"

"તે વરી મારી વાત હું નહીં જાણું તો બીજો કોણ જાણે?" પેસુએ ભીખાજીબાની સુકકી ધમકીપર પેટ ભરીને હસીને કહ્યું— "પણ હ: સમાલ, સામેથી પેલું ધરણુ (માસ્તર) આવેચ—અખારા કરી જા."—ને પેસુ ભેંસ કશાંમાં હોય નહીં તેમ ત્યાંથી ખસ્લી ગયો.

ભીખાજીબા આ નવી નડનો બલાપો કરતા બેઠા. એ વળી

કવાબમાં હાડકું ક્યાંથી ફુટી નીકળ્યું ! એ કમબખ્તને કાને કાંહાં માસ્તર સાથ થયલી વાતચીત આવી ગઇ !

પણ ભીખાજીબાને તે ટેંગણુ જેટલા પોરયાની શી પરવાહ છે ? તેઓ માસ્તર પાસ રાત્રે ખાનાં પછી જશે ને ફ૨ જશે, ને પોતાનાં વીટંબણાંની સઘળી વાત વીગતે કેહશે ને ફ૨ કેહશે !

પણ માસ્તરનાં તે બાજુએથી પસાર થવા પછી પેલું કવાબ-માંનું હાડકું તો પાછું આવ્યું.

હયાં કાંઇકિ ખુલાસો કરવો જોઇએ. પેસુ ભેંસને સ્વપને બી વકી ન હતી કે ભીખાજીબા તો પોતાના કમનસીબ રોદરા રડવા માસ્તર પાસ જવાના છે. તે એમ સમજતો હતો કે એ ચાર પો-રયાઓએ મલીને એકની કેસરી કીધી હતી તેની ચારી ખાવા ભી-ખાજીબા માસ્તર પાસ જનાર છે; અને માસ્તરનો વાહલો થવા એ ચારી ખાવાનું માન ખાટવાની તેની પોતાની ઉમેદ હતી, તેથી તે ભીખાજીબાને અટકાવા માગતો હતો.

"પણ હું તુંને કેહુંચ કે તું મને નથી અટકાવી શકવાનો," ભીખાજીબાએ ધીરજ ખોઇ દઇને કહ્યું.

"હવે ત્યારે તમે મરવાજ માંગોચ ?" પેસુ ભેંસે ભીખાજીબાની સુંડી તેના હાથમાં હોય તે ઢપથી કાંઇ ખાત્રીથી કહ્યું.

"એટલે ?" ભીખાજીબાએ શકમંદ થઇ પુછ્યું.

"એટલે એમ કે તારી સુંડી મારા હાથમાં છે," પેસુએ કહ્યું. "માસ્તરે આજે જે દુકતીની ચીઠી પકરી તે દુકતીને તું ઓરખ-તોજ નથી એમ તેં કાને હાથ મુકયા ને તું બચી ગીયો, પણ તેં એ ચીઠી લખીતી, અને માકુ ચેન પાસ તેનાપર મોકલાવીતી તે માકુએ તેને આપવાને બદલે મને આપેલી છે ! જો આએ."—અને, ખરેખર, ભીખાજીબાએ જોયું કે તેના હાથમાં તેઓના લુચ્ચા દુકતા અદીને

હાથની અને તેનીજ સહીની એક ચીઠી તેજ દુકતીને નામની હતી!

આ નવું વાદળ હતું!

"એ ચીઠી હું માસ્તરની આગલ મુકશ," પેસુ ભેંસે કહ્યું. "જો તું માસ્તરને આજ ને આજ બધું કહી દેવાની મારા સાથ બોંહસ કરશે તો હું એ ચીઠી તે ધરણુને આપશ, ને પછી તારો રકાસ જોવાની અમોને મજા છે."

"જા, બચ્ચા, તારેથી થાય તે કરજે," ભીખાજીબાએ તદ્દન છેડાઇ પડીને—છેક છેલ્લે પાટલે બેસીને કહ્યું.

"ઠીક છે ત્યારે જોઇશું કે કોણુ જીનેચ તે," પેસુએ ઠંડે કલેજે કહ્યું,—ને તે તે વખતે વાત વધારવા ખુશી ન હોવાથી ત્યાંથી ખસી ગયો.

તે પછી રાત પડવા આવી ને પેસુ ભેંસ ને ભીખાજીબા એકેકપર છુપી અને બારીક જીસ્તેજો રાખવા લાગ્યા. દરેકને ફકર હતી કે રખેને પેલો પેહેલે માસ્તર પાસ ઘુસી જાય! તેવામાં માસ્તર પેસુ ભેંસ પાસ આવ્યો, ને કહ્યું, "લે પેસુ, આજે હમકારો છે તે આએ પાવલાનું સુખર અગીઆરીમાં આપી આવ."

ભીખાજીબાને આ સુખન સાંભળતાં બેહદ ધીરજ આવી, ને પેસુ ભેંસનું મોં ઉતરી ગયું. પેસુ ભેંસે બતાવેલી ધમકીથી સઘળો ધાંન બગડવાની વકી રાખી નાઉમેદ હાલે અને ગુસ્સાથી ઉકળતી છાતીએ ભીખાજીબા બેઠેલા હતા, તેવામાં તે કવાબમાં હાડકું દુર થવાની આ નહીં ધારેલી તક મલવાથી તેઓ ખુશ ખુશ થઇ ગયા.

પણુ પેસુ ભેંસ કાચો ન હતો. "સાહેબ, હું સાથે બદીને બેઇ જોઉં?" તેણુ કાંગલો થઇને રજા માંગી.

"અરે નહીં, નહીં, માસ્તર," ભીખાજીબાએ ચમકી ઉઠી

બુમ પાડી, "મારે જવું નથી—મારો તો જીવ બગરેચ—માથું દુઃખેચ—મને તાપ આવેચ—પેટમાં દુઃખેચ."

"ઠીક છે ત્યારે તું એકલો જા," માસ્તરે પેસુને કહ્યું—"અને, અદી, તું મને કાંઇ કેહવાનો છેની?"

"હાજી સાહેબ," ભીખાજીબાએ ઉલટમંદ થઇને કહ્યું—કે જ્યારે પેસુ ભેંસનાં પેટમાં કુતરાં બીલાડાં દોડતાં હતાં!

"ઠીક છે ત્યારે, હું અરઘો કલાક બાહેર જઇ આઉં પછી તું આવજે મારી પાસે," માસ્તરે કહ્યું.

હવે વળી પેસુ ભેંસને ધીરજ આવી. અરધા કલાકમાં તો તે બી પાછો ફરશે!

ભીખાજીબાની ઉલટ પાછી મરી ગઈ, તોપણ તેવણ છેક નાઉમેદ ન થયા હતા. માસ્તરના અને પેસુ ભેંસના જવા પછી તેઓ માસ્તરને પોતાની કાંહાંણી માન્યામાં આવે તેમ કેહવાની તૈયારી કરવા બેઠા. તેઓએ જોયું કે તેઓની વાત એવી હસવા જેવી છે કે અક્કલમાં ઉતરવીજ મુશકેલ છે, ને તેથી શરૂઆતમાં તેઓ ગભરાઇને તોતરા બોબરા થઇ જશે તો વળી તક જતી રેહશે. એટલાવાસ્તે તેઓએ એક વાકય સ્લેટપર ઘડી કાઢ્યું, ને માસ્તર આગલ જતાંને વાર તે પેહેલાં ભપકામાં બોલી જવા મોંને ગોખવા માંડ્યું. પેહલું વાકય જો અસરકારક ને છટાદાર હશે તો માસ્તર બધું બાકીતું જરૂર સાંભળશે એવો તેઓનો ખ્યાલ હતો. તે વાકય નીચે મુજબ હતું:—

"તમો માનશો નહીં, માસ્તર સાહેબ, પણ દુન્યામાં નહી મનાય એવા અચબુચ બોચંબાના એતેફાકો હજારો વખત હજારો થાય છે, અને મારા બાબમાં બનેલા અકસમાતનો આચંબો તમોને અચરતીમાં ગરક કરી નાંખશે—અજાયબીમાં દાટી નાખશે, ને તમારાં રૂવેરૂવાં ઉભાં કરી તમોને પાણી કરતાં પાતલા બનાવી દેશે."

આ તેવણનું ઘડી કાઢેલું ફક્કડ અસરકારક વાક્ય હતું, જે તેઓએ હજારો છેકાછેકના સુધારા વધારા ને ઘટાડા પછી તૈયાર કીધું હતું, અને હવે પેસુ બેંસની આગમચ માસ્તર આવી જાય એવી અંતકરણની દુવા ચાહતાં તેઓ એ તોફા વાક્ય મોંઢે ગોખતા બેઠેલા છે.

---

## પ્રકરણ ૨૧ મું.

### કવાબમાં હાડકાંએ કીધેલું કારજ.

અંતે તે વાક્ય મોંઢે થઇ રહયું, અને માસ્તરે જે અરધા કલાકમાં પાછો ફરવાની અવધ આપી હતી તે અરધો કલાક બી આખર થવા આવ્યો, પણ તેનું આવવાનું ઠેકાણું લાગ્યું નહીં એ ભીખાજીબાનો મોટો અફસોસ થઇ પડયો. તેવણ ધાસ્તીથી ધ્રુજતા હતા કે રખેને કમબખ્ત પેસુ બેંસ જે માસ્તરના હોકમ મુજબ અગ્યારીમાં હમકારાનું સુખડ આપવા ગયો હતો તે પેહેલો પાછો ફરે, અને આવીને સઘળો ધાન બગાડે; ને તેથી થતી અધીરતાની ચીંતામાં તેઓ પોતાની જગ્યા ઉપર તહરેવાર અકરવકરો કરતા બેઠા હતા.

ભીખાજીબા એ પ્રમાણે જોનારને નહીં અદેખાઇ ઉપજી શકે એવી મગજની સુખી હાલતમાં બેઠેલા હતા, તેવામાં માકુ ચેન આવીને પટામણી ઢપે તેવણનાં પાસાંમાં ગોઠવાયો. "દોસ્ત અદી," તેણે કાંઇક ગભરાયલે અવાજે પુછયું, "એ તું આજે હમણાં માસ્તરને શું કેહવાનો છે?"

"લે, વરી આએ કમબખ્ત અધુરો ઉતો!" ભીખાજીબા અરધું મોટે—અરધું મનસે બરબડયા, અને પછી ડોલા કાઢી પ્રગટ ધીકકારથી તેની ભણી જોઇ કહ્યું, "કેમ વારૂં, મુરબી, તમોને બી કંઇ માસ્તર સાથ હું વાત કરૂં તેની સાંબે વાંધો છે ખરો કે?"

"વરી મારી સાથે છીકી પરચો કે, દોસ્ત?" માકુ ચેને ભીખાજીઆને પટાવી–પસવારીને કહ્યું. "હું જાણુંચ કે હું તારા સાથે તે દહાડે રાતે સુવાના ઓરડામાં ઘણો આરો ચાલ્યો, પણ મને માંફ કર, મારા સમ!"

"ચાલો, એ બી અક્કલની વાત છે," ભીખાજીઆએ ટકોર ચલાવી, "પણ પછી?"

"મારી સાથે આજે એમ કાંય કરેચ, અદી?" માકુ ચેને કાંગલોકુંગલો થઇને કહ્યું, "હું શું તુંને ચાહતો નથી?"

"અરે લે! ખરાં દીલથી, જીગરો જાંનથી, મારા દોસ્ત!" ભીખાજીઆએ આજે ટકોરની લેહેરમાં પોતાના ટીકાના ચોબા જારી રાખ્યા; "તારા પ્યારનું તો પુછવુંજ શું? તે દહાડે મારો ગાંસરો બાંધ્યોતો ત્યારે મારા ટાંટયા પકરનાર તો તું, મેદાનમાં બધાઓએ મલીને મને મેથી ઝીલાવી ત્યારે ધમાધમ ધુમ મલીદામાં આગેવાન હાથ તો તારો, તો પછી તારો મારાપર પ્યાર નથી એમ કોણ કમબખ્ત કેહવાનો?"

"હા, પણ ત્યારે તેનો ખાર લઇને તું આજે મારી ચારીજ ખાવાનો કેની?" માકુએ કહ્યું, "જો બચ્ચા, તું મને આએ વખત બચાવી લે, ને પછી હું તારો ઘણોજ દોસ્ત થવશ. પછી કોઇ તુંને બેજાર કરવા આવશે તો હું તારા તરફથી તેનાં હારકાં ભાંજી નાખશ."

"તારી એ દીલસોજી તુંનેજ મુબારક," ભીખાજીઆએ કહ્યું, "પણ જા બાપુ, તું ગભરાયા ના કર અમથો; હું કાંઇ તારી ચારી બારી ખાવાનો નથી."

"ખરેખર?" માકુએ ઘણી ઉલટમાં આવી કહ્યું. "ખરૂં કેહેચ, દોસ્ત? સોગન ખા!"

"હવે જા બાપુ, ખોદાને વાસ્તે જા," ભીખાજીબાએ તદન કંટાલીને કહયું, "હું કેહુંચ તેમાં ફેર નહીં પરે. હું તો મારે લગતીજ એક વાત કેહવાનો છેઉં."

માકુ ચેનની છાતીપરથી એથી એક મોટો ભાર ઉંચકાયો, ને તે હરખના કુદકા મારતો ત્યાંથી ઉઠી ગયો. હવે સ્કુલમાં આગની બુમ પેરે પોરયાઓમાં વાત ફેલાઇ કે બદી આજે માસ્તરની આગલ કોઇ એક જણની ચારી ખાવાનો છે, ને તેથી દરેક જણ પોતે પોતાને પોતાનાં મનમા તે '.એક જણ' ઠોકી બેસાડતો હતો ને ગભરાયા કરતો હતો. દરેકે કાંઇ ને કાંઇ વાંક તો કરેલોજ, એટલે સૌ પોતે તે 'એક જણ'ને લગતી ટોપી પેહેડી લેતા ને ગભરાતા!

એનું પરીણામ એ થયું કે જેવો માકુચેન ભીખાજીબા પાસથી ઉઠયો કે કાઉ કાકરી આવીને પટાવા બેઠો, ને ભીખાજીબાએ તેને જેમ તેમ ધીરજ આપીને ઉઠાડયો, કે મંચુ માકરી આવીને બેઠો. ટુંકમાં, બચારા ભીખાજીબાની ધીરજ તમામ ખપી ગઇ ત્યાં સુધી એક પછી એક સઘળા છોકરાઓનું ડેપ્યુટેશન આપણા બુજોર્ગ ભીખાજીબા આગલ આવી ગયું.

પણ વળી કોઈ તો તહરેવાર ભેટ સોગાદોથી બી ભીખાજીબાને મનાવા આવ્યા હતા. કોઇ કોચરાનાં સાલની ઘસાયલી કીટાયલી ભાંગેલાં પાણાંની એકાદ છરી, તો કોઈ ચાર પાંચ પેનના ટુકડાનો એક ઢગલો, તો કોઈ પંચોતેર કટકાની એકાદ સુખડપેન ઇત્યાદી ઇત્યાદી જેને જેવું સુજયું ને અકલમાં આવ્યું તેવું લેઇને ભીખાજીબાને પટાવી લેવા આવ્યા!

આ લશકરનાં લશકરને તેઓની 'કીમતી ભેટ સોગાદો હેસાન સાથે ના પાડી' પટાવી સમજાવી ધીરજ આપી પાછાં કાઢતાં આપણા ડોસાજી ભીખાજીબાને જીવપર આવ્યું—બલકે જીવનેજ

પુછવું પડયું, અને એ ગરબડગોટામાં બીજો અરધો કલાક વહી ગયો, તોબી નહીં માસ્તર કે નહીં પેસુ ભેંસ પાછા આવ્યા! રખે માસ્તરને કોઇ સતયાનાસગીયો જમવા રોકે કે રાખે!

પણ નહીં. અંતે માસ્તરનો સાહાદ આગલા ખંડમાં સંભળાયો, ને તે ભીખાજીબાએ જોયું કે પાધરો પોતાના ઓરડામાં ડગલો પાઘડી કાઢવા ચાલ્યો. ત્યાંથી પાછો ફરતાં તેને ઝાઝો વખત લાગ્યો નહીં, જોકે ભીખાજીબાને તો તે ચાર પાંચ મિનીટ બી ચાર પાંચ જમાના જેવીજ લાગી. તે પછી તે છોકરાઓના ઓરડામાં આવ્યો, ભીખાજીબાને જોઇ કાઢયા, ને તુરત "ચાલ, અદી, આવ હવે, તારે મને શું કેહેવું છે?" કરી તે ભીખાજીબાને પોતા પછવાડે પોતાના ખાનગી ઓરડામાં લઈ ગયો.

ભીખાજીબાના ટાંટયા હયાં પાછા લટરપટર થઈ ગયા!

આ કટોકટ અગતની પલેજ તેવણનાં માથાંમાં કાંઈ ગભરાટનો ઘોંટાલો પાછો સરૂ થયો, અને પેલાં મોંઢે ગોખેલાં વાક્યના બોલોની અથડાઅથડી થવા લાગી.

માસ્તર જઇને પુરતી ફુરસદની ઢપે "ઇઝી ચૅર" પર લાંબો થયો, અને પોતાના હાથમાં હાથ મેલવીને ભીખાજીબાને એક 'ચલાવ!' ફરમાવ્યું.

પણ ભીખાજીબાનો અવાજ તેવણનાં ઘાંટાંમાં ગુંગલાઈ ગયો. તેવણના ટાંટયા ધ્રુજવા લાગ્યા, ને હોઠ ફફડવા લાગ્યા.

આથી તેવણે બેસવા માંગ્યું, ને માસ્તરે હીંમત આપીને બેસાડયા. "કાંઇ નહીં, બેસ," માસ્તરે ધીરજ આપી; "મને હમણાં પુરતી ફુરસદ છે. ગભરા ના, ધીરજથી મને કેહે કે એ શું બનાવ છે."

પણ માસ્તરે ધીરજની વાત કરી ત્યારે ભીખાજીબાને તો

ઉતાવલની બેવડી અગત જણાઈ. દરેક પલે હવે પેલા પેસુ ભેંસની આવી પુગવાની વકી હતી. તે જો આવ્યો તો કમબખ્તીના પારાવાર, ને ત્યારે ? ત્યારે તો જેમ બને એમ જલદી સઘળી વાત કહીને પુરી કરી દેવાની અવસય જરૂર હતી ?

પણ કયાં શરૂ કરવું ને પેહેલું શું બોલવું તેજ તેવણુ બચારાને યાદ આવી શકયું નહીં, તોબી અંતે તેવણે જેમ તેમ માંડયું: "માસ્તર," તેવણે કહયું, "આએ દુન્યામાં—આએ દુન્યામાં—આએ દુન્યામાં—"

"તું હજી ગભરાયા કરેચ, છોકરા," માસ્તરે ખરેખરી અચરતીથી કહયું; "તુને છે શું ? જરા જીવ ઠેકાંણે રાખ ને જે હોય તે કહી દે—મારો અરધો કલાક તો એમજ જતો રહયો."

"હવે કેહુંચ, માસ્તર, હવે ઉતાવલથી કેહુંચ," ભીખાજીબા જેમ વધતી ઉતાવલની વાત કરતાં તેમ વધતા ગુંચવાતા ! "અસલ વાત એમ છે, માસ્તર સાહેબ—"

હયાં માસ્તરે અલગું બંધ કરેલું તે ઓરડાનું બારણું બાહેરથી ચોકાયું, ને "સાહેબ, માસ્તર સાહેબ," કરી પેટમાં કલેજી નહીં હોય તેમ પેસુ ભેંસે બાહેરથી ધીમે અવાજે સાહાદ મારયો.

ભીખાજીબા ચમકી ઉઠયા.

"માસ્તર," તેવણે જીવ કાઢી નાખ્યો, "માસ્તર એ ચંડાલને તમે અંદર ના આવવા દેતા; એ મારો ધાંણુ બગારશે. એ લુચ્ચાને હાંકી કાઢો—લાત મારીને હાંકી કાહડો."

"હું નાજ કેહેવા જતોતો કે હું કામમાં છેઉં વાસ્તે પછી આવજે," માસ્તરે કહ્યું, "પણ આએ તારા બેહદ ગભરાતપરથી જણાયચ કે તારી કાંઇ મોટી તકસીર છે ને તે તું છુપાવા માંગેચ,

વાસ્તે મારે એને હવે તો અંદર તેડવોજ જોઇએ. પેસુ, અંદર આવ."

પેસુ ભેંસ મનમાં ફતેહની મગરૂરીથી મલકાતો પણ બાહેરથી માસ્તર આગલ બકરાં જેવો—બચારાનાં માથાંમાં આંગલી નહીં ખુંચે તેવો—અંદર આવ્યો, ને ભીખાજીબા મુરડાં જેવા થઇ ગયા.

"કેમ ?" માસ્તરે પેસુ અંદર આવ્યા પછી પુછ્યું.

"સાહેબ, આએ અદીએ તમોને કાંઈ કહયું વારૂ ?" પેસુએ પુછ્યું.

"નહીં, હજી તો કેહવાનો છે; કેમ વારૂં ?"

"ત્યારે, સાહેબ, એનો ઘણો મોટો વાંક છે," પેસુએ કહયું; "એણે તમો સાહેબને ઠગ્યાચ."

"તું જુઠો છે, લુતરા, કુતરા," ભીખાજીબા પોતે પોતાને ભુલી જઈ હવે ધીરજ નહીં રહી શકવાથી પેસુનાં આંગપર ધસ્યા.

પણ માસ્તરનો એકજ ગગડાત તેવણુની સુધ્ધ ઠેકાંણે લાવી તેવણુની જગ્યાપર તેવણુને પાછા નીસોસ બેસાડવા બસ હતો, ને ત્યાર પછી પેસુ ભેંસે સઘળી વાત માંડીને કહી, ને વળી વસ્ટાલાંમાં સાંમો પેલો કાગળ બતાવ્યો।

હવે તમામ રંગ બદલાયો. કમબખ્ત અદીનું પાપ બચારા ભીખાજીબાને હયાં બી—હમણાં બી નડયું.

માસ્તર ગુસ્સાથી ઘેલો થઈ ગયો.

તેણે પેસુને સાંભળી લીધો—ભીખાજીબાની તે કેહેવાતા વાંકની શાહદત—પેલું એક કાગળ તે બી વાંચી લીધું, ને પછી ઓરડામાંથી પેસુને પેહલાં બાહેર કાઢયો. તે પછી તેણે ભીખાજીબાનો 'છપરો' લીધો.

"લુચ્ચા, ઠગારા, ખરાબ દુકતા," તેણે પાર વનાના ગુસ્સાથી કહયું, "તારી ઠગાઇથી મારી અકકલ હેરત રહેચ. તું કેવો સાધુ થયો તે હવે હું બરાબર જોઇ શકુંચ. એવા ભારી વાંકની શું સજા કરવી જોઇએ તે હું સમજી શકતો નથી. તુને બાંધીને જોરબંધ માર મારયો હોય તો તે બી પુરતું નથી."

'નખ્ખોદગીયો ફાંસીબાંસી દેશે કે કેમ?' ભીખાજીબા મનમાં ગભરાયા.

"હા," માસ્તરે દમ ખાઇને જોસ્સામાં પાછું ચલાવ્યું, "એવા તારા જેવા એક બદમાશ દુકતાથી મારી આખી સ્કુલ બગરશે, ને તેનો વેહેલો અટકાવ કરવાની મારી પેહેલી ફરજ છે. તેથી મને નુકસાન જશે ને તારા લાયકીવાલા બુજોર્ગ બાવાનું દીલ દુઃખાશે તો તે સૌ બરજાંહનમ, પણ હવે હું તુંને મારી સ્કુલમાં રાખવાનો નથી."

"નહીં?" ભીખાજીબાએ કુદકો મારી ઉછલી ઉઠી પુછ્યું.

"નહીં; તારા જેવા ઠગારા ઢોંગી દુકતાને ગમે એટલી સજા કરૂં તેથી બી તું શેખ બેશરમ કાંઇ સુધરવાનો નથી," માસ્તરે કહયું, "વાસ્તે હું ઠરાવ કરૂંચ કે આવતી કાલે અહીંથી હું તુંને તારે ઘેર મોકલી દેવશ. આજે હમણાંજ કાહરી મુકતે, પણ હવે ત્રેનને ફકત દસ મીનીટ છે તેટલાં પોંહોંચી નહીં વરાશે. હું આજે રાત્રે તારાં બાપપર એક લંબાણ ખુલાસાનું લખી રાખશ ને સહવારના સાત વાગાની ટ્રેનમાં હું પોતે જાતે આવી ટીકીટ કરાવીને તુંને મોકલી આપશ કે એવા એક ખરાબ છોકરાનાં મારે ત્યાંથી જવાથી મારી સ્કુલ પાક થઇ જાય."

અને માસ્તર જ્યારે આ બોલતો હતો ત્યારે ભીખાજીબાને ભીતરે જે ચાલુ હજારોહજાર ગીલગીલ્યાંની ખુશાલી પેદા થતી તે વરણ-

વવાની કોઇ કલમમાં તાકાત નથી—અને તોબી રખે હવે માસ્તર આ પોતાનો નેક વિચાર ફેરવે તેથી ભીખાજીબા જાણે એ સજાને ઘણી માહાભારત સજા સમજતા હોય તેમ—અમોને લખતાં બી શરમ આવેછે કે—મોંનાપર ઢોંગથી બેઉ હાથ ઢાંકી નાધલાં બુચાંની માફક મોટે મોટે રડવા પડયા !!

"તું ગમે એટલો રર," માસ્તરે તેથી પાછું ચલાવ્યું, "પણ હવે હું મારો વિચાર ફેરવવાનો નથી. તું મારા બીજા સારા છોકરાઓને બી બગારશે, તેથી આજે રાતવાસો તું મારાં ઘેરમાં રહે ત્યારે બી હું તુંને તેઓ સાથે ભેલાવા નથી દેવાનો. તારે વાસ્તે ચાલમાંના પેલા અલાહેદા ઓરડામાં એક કોચ મુકવામાં આવશે, ને ત્યાં તું એખલો ઘોંટાજે, જયાંથી સહવારના તુંને સ્ટેશનપર લઇ જઈ ટીકીટ કરાવી હું પોતે ટ્રેનમાં ચહરાવી આવશ—હવે કાલું કર મારી સાંબેથી !"—અને બેહેલીગુરદા ભીખાજીબા મોટે મોટે સાહદે રડતા રડતા ઓરડામાંથી બાહાર ગયા.

પણ તેવણનાં મનમાં તો માસ્તરે તેવણને કરેલી સજાથી કેવા ધી મદીલા હતા તે વાંચનારને વીગતે સમજાવવા જરૂર નથી. તેવણનો હરખ તેવણની છાતીમાં માયો સમાયો જતો ન હતો. તેવણ કાલે આબાદ ઘર જશે એ વાત તેવણની અક્કલ કબુલ નહીં કરે એવી હતી, ને તોબી હવે તે કેટલી બધી ખરી હતી ! એ ખુશાલીના ખ્યાલમાં તેઓ પોતાની સઘળી વીપત વીસરી ગયા. પેસુ ભેંસપર પેહેલાં તેઓ એવા ખીજવાયા હતા કે તેને જીવતો ફાડી ખાય, પણ હવે તો ઓર પેસુ ભેંસપર ગોયા મરી પીટવા જેવું થયું હતું, કેમકે તેણે કરેલી ચુગલીથીજ વગર મેહેનતે ભીખાજીબા ઘેર જતા હતા ! જો તેવણે પોતાની કાંહાણીની વાત માસ્તરને કહી હોતે તો તે તે હસી કાઢતે—માનતેજ નહીં, ને હરકાટીને કાઢી મુકતે, પણ આ તો જે મકસદ સર તે બેહુંદી વાત

તેને કેહેવાની હતી તેજ મકસદ આબાદ વગર મેહેનતે બર આવી ગઇ એ શું આપણા કમનસીબ બીખાજીબાને માટે જેવી તેવી ખુશાલીની વાત હતી? તેઓ હવે હીંમતથી—કોઇના ડર કે દરકાર વગર—ઘેર પોહોંચી અદીને ચાંઈ ને બેહોરમત કરી શકશે એ શું નાહનો સુનો સંતોશ હતો?

અને તેથી જ્યારે સુવાના ટાઇમે બીખાજીબા પોતાના સુખદાયક ઓરડામાં એકલા પડયા—ચીબાવલા ચેડા દુકતાઓની મસ્તીથી બી મોકલા ને વેગલા તેઓ માસ્તરે તેવણુ સારૂ ખાસ તૈયાર કરાવેલા અલાહેદા ઓરડામાં એકલા પડયા, ત્યારે તેઓની ખુશાલી ખચ્ચીત જોવાજોગ હતી. તેઓ બારણું અંદરથી બંધ કરી તમામ ફત્તેહની ખુશાલીને હવે બેઅખત્યાર રસ્તો આપતા હતા. તેઓ એવાં ચેડા થઇ ગયા હતા કે પોતાની બુજોર્ગી, પોતાનો ગંભીર મરતબો ને સરેસ્તાનો ચસ્સો વટીક ભુલી ગયા, અને એ ખુશીના ખ્યાલના બારે હરખમાં ને હરખમાં કોચપરથી ભોંયપર ને ભોંયપરથી કોચપર એક દસ વરસના બુચાની પેઠે ધમાધમ કુદકા ભુસકા મારવા પડયા!

---

## પ્રકરણ ૨૨ મું.

### નવી નાસીપાસી!

બીજી સહવારે બીખાજીબા ઉંઘમાંથી બેદાર થયા ત્યારે તેમને ગઇ રાત્રે માસ્તરે હાંકી કાઢવાની આપેલી ધમકી યાદ આવી, અને તેઓ રાતે જેમ તે ખ્યાલની ખુશાલી વચ્ચે નાચી કુદીને સુતા હતા તેવાજ નાચતા કુદતા હરખભેર ઉઠીને તેઓ તુરત ઉભા થયા. તેઓ ધારતા હતા કે હવે તેઓ હીંમતથી આજે બપોર સુધીમાં તો ઘેર પોહોંચી જશે, અને ત્યારે અદીને એટલું ચાંઇ લાગશે—તેવણુને પાછા ફરેલા જોઇ તેવણુની કુનેહ ને કાબેલ્યતથી અદી દંગ થઇ જતાં એટલો

ગભરાઇ જશે કે તેના પાસે પેલો પથરો પડાવી લઇને સઘળું પાછું અસલ પેરે સમાધાંન કરવાનું તેવણુને ઘણુંજ સેહેલ થઈ પડશે. જો તેમ થયું ને અદી પાછો તેનાં અસલ ને અવલ રૂપમાં ફેરવાયો તો ભીખાજીબા તેને શું સજા કરશે તે કેહવાને અમો અશક્ત છીએ. બાજે વખ્ત એ બચારા આપદામાં ફસી પડેલા ડોસાજીને તે નારવા દુકતાપર એવો ખાર આવતો હતો કે હાથમાં આવે તો પકડીને તેઓ તેની મુંડીજ મરડી મેલે; વાસ્તે આજે ઘરે ગયા પછી તેઓ તેને કેવી સજા કરશે તે તો હવે હજી જોવાનું રહ્યું છે.

તેવણુને ઘર ગયા પછી કેટલુંક બધું કરવાનું છે! પેહેલાં તો તે ઘેરનોજ ટાલો સુધારવાનો છે. ત્યાં ખાનાખરાબીની જે ધમાલ ચાલતી હતી તે અટકાવીને ઘેર આગલના જેવું આબરૂદાર ને શાંત કરવાનું હતું; તેઓની ઑફીસ જે હાથથી ગઈ હતી, ને જેનો પાયો ધસી પણ ચુકયો હતો તેને બી પાછી ઠેકાણે લાવી મેલવાનું હતું!

એ સઘળા વિચારોના વમલમાં વિંટલાયલા ભીખાજીબા ઉઠયા, દાતણપાણી કીધું, ને તૈયાર થવા લાગ્યા, અને એ પ્રમાણે છેલ્લે જ્યારે તેઓ પોતાના નાઘલા પગનાં નાઘલાં બુટની વાંકા વલી દોરી બાંધતા હતા તેટલાંમાં માસ્તર રાતના જેવાજ ગંભીર ઠઠેરાથી તે ઓરડામાં આવ્યો.

ભીખાજીબાએ જોયું કે માસ્તર હવે નક્કી ઠરાવ કરી ચુકયો છે એટલે તો તે આજે અહીંથી તેવણુને મોકલી આપ્યા વના રેહેવાનોજ નથી, ત્યારે દેખાવને ખાતર જરાતરા ડાહયા થવુંજ જોઇએ; નહીં તો માસ્તરને વેહેમ પડી જશે તો તે કદાચ પોતાનો એ મુબારક વિચાર ફેરવી નાખશે. એ ઉપરથી જેવો માસ્તર ઓરડામાં આવ્યો કે ભીખાજીબા પોતાનાં બુટની સ્ત્રીંગ બાંધવાનું કામ પડતું મેલીને

તેના પાસ દોડી ગયા, ને તે— ઠગારા ડોસાજી— એક બુચાની કાંની ઢોંગથી રડી દઇ ડાહયા થવા બોલ્યા, "માસ્તર, જોવ, જોવ મને માફ કરો; મને સ્કુલમાંથી કાહડી ના મેલો: ઘેરમાં બાવા મને ઘણો મારસે. તમારે પગે લાગું, એટલો મારો વાંક માંફ કરો; ફરીથી કભી એવું નહીં કરશ."—અને ભીખાજીબાનું એ ડાહપણ તેઓનેજ ભારી પડી ગયું! તેઓના ટાંટયા તેઓએ જાંણીબુજીને—હાથે કરીને પોતે પોતાનાંજ ગલાંમાં ઓલવ્યા!

માસ્તરપર ભીખાજીબાની આ ટુંક પણ અસરકારક કાકલુદીની તેઓ ધારતા હતા તેથી ઉલટીજ અસર થઇ!

"રાત્રે મેં તુંને હાંકી કાહારવાનો ઠડાવ કીધો," માસ્તરે હવે દબદબાથી કહ્યું, "ત્યાર પછી ઘણાં જણ તારા તરફથી વચ્ચે પરયાં છે. હમાબાઈ અને દીનુ (માસ્તરની ધણીઆણી ને દીકરી) એ બી મને ઘણું સમજાવ્યું, પણ મેં કોઇનું કાંઇ માન્યું નહીં હતું, ને હું હમણાં તુંને અહીંથી લેઇ જવાજ આવ્યો હતો, પણ જ્યારે હું તુંને પોતાને એટલો બધો પશેમાન થતો ને પસ્તાતો જોઉંચ, ત્યારે હવે તુંને માફ કરી એ બધાંની કાકલુદીપર ધ્યાંન આપવાની હું મારી ફરજ સમજુંચ."

અને ભીખાજીબા માસ્તરનો આ નવો ઠરાવ સાંભળી એટલા આજેજ થઇ ગયા—નવેસરની જખમાવનારી આ નાસીપાસીથી એટલા બધા દુ:ખી થઇ ગયા કે તેઓ બેસુધ્ધ થઇને તુટી નહીં પડયા એજ એક અચરતી હતી!

"જ્યારે તું પસ્તાએચ,"—માસ્તરે આપણા કમનસીબ ભીખાજીબાનો ગભરાત જોયા વના જરા થોભીને પાછું ચલાવ્યું, "ત્યારે હવે હું તુંને કાહડી નથી મુકતો; પણ તોબી તારો છેલ્લો વાંક એવી કીસમનો છે કે જે સજા વગર તો નહીંજ પસાર થવા દેવો

જોઇએ. એટલાવાસ્તે આજે હું તુંને ભર કલાસમાં એક દજન ફટકા મારવાની સજા કરશ, ને કાહરી મુકવાની સૌથી સખ્ખત સજા કરવાનું માફ ને મોકુફ કરશ. જોઇએ વારૂં હજી બી તું સુધરેચ કે નહીં."—ને માસ્તર આવ્યો હતો તેવાજ રોબથી હવે ત્યાંથી ચાલી ગયો.

ભીખાજીબા ખુરસીમા બેસી પડયા—ફસડાઈ પડયા! તેઓ વળી બલતા બલાપાનાં આંસુએ રડવા લાગ્યા. તેઓ પોતે પોતાનીજ નાદાંન્યતથી ડાહપણુ લડાવા જવાથી આએ ફેજે પોંહોંચ્યા હતા તે ઉપર તેઓને એવો જાલેમ અફસોસ ને પસ્તાવો થયો કે જાંણે દેવાલસે માથું અફાલી જીવપર કરે!

માસ્તરે કહ્યું તે ખરૂં હતું. ભીખાજીબાપર મેહેરબાંની કરતાં હોય તેમ હમાયજી, દીનુ ને બીજા છોકરાઓ તેમને કાઢી નહીં મુકવા માસ્તરને ગઇ રાત્રે વીનુવી ચુકયાં હતાં, પણ ત્યારે તે એકનો બે નહીં થયો હતો, જ્યારે હવે ફકત ભીખાજીબાનીજ કાકુલુદીથી તેનું મન પીગલ્યું હતું. એ પ્રમાણે ગરીબ બચારા ભીખાજીબા પાછા મરવા પડયા તેમાં તેવણુનાં અભાગ્યાં નસીબનોજ વાંક કેની?

"એ મને દજણુ ફટકા મારસે!" ભીખાજીબા દબાઇ વબાઇને વિચાર કરતા બેઠા; "કમબખત છ ફટકા મારશે તેટલાંજ હાથ તો લોહીછટ થવાનો! છટ, એ નામોસી—એ હીણપસ્તીને હું કંઇ તાબે થવાનો નથી. હું સાંબો થવશ એટલે કદાચ ત્યારે એ હેમક મને કાહારી મુકશે. નીશાલોમાં હેવાંન્યત કીસમે છોકરાઓને ફટકાવામાં આવે તેની હું અવલથીજ સાંબે છેઉં. એ ઘાતકીપણાં વિશે પ્રાંણીઓપર થતું ઘાટકીપણું અટકાવાને ઉભી થયલી મંડલીના સેક્રેટરી પર હું લખી વારશ, ને ટાઇમ્સ ને ક્રોનીકલમાં ચરચાપત્રે મારફતે મોટો ઘોંઘાટ મચાવી નિશાલોમાંની એ નાલેશીને હું દુર કરાવશ."

એ અનુભવનું પરીણુંમ હતું ! ભીખાજીબા જ્યારે કરારથી પોહોળા થઇને પોતાની ઇઝીચેરમાં સુઈ રેહેતા હતા, ને દાઢી પસવારયા કરતા અથવા આઇસપાણી સીપ કરયા કરતા હતા ત્યારે તેમને એવો દયાલુ ખ્યાલ કદી થયો ન હતો; ત્યારે તો સામા તેઓ અદીને 'ખુબ ફટકાવીને સખત સજા કરીને સુધારવા' માસ્તરને દમપર દમ લખતા હતા, ને હવે આજે પોતાપર આવી પડવાનો સમો આવ્યો ત્યારે તેઓ લાયક ઠેકાંણે ઘોંઘાટ મચાવી નેતરનો ઉપ્યોગ નિશાળોમાંથી દુર કરાવા તૈયાર થયા ! એ પથ્થરના પ્રતાપ છે !

---

## પ્રકરણ ૨૩ મું.

### નાસ્તો.

ભીખાજીબાને માસ્તરે હોકમ કેહેવાડયો કે સજા કરવાનો વખત થશે ને સ્કુલ બેસશે એટલે તેડું આવે ત્યારે તેણે હેઠે આવવું; ત્યાંવેર નીચે નાસ્તાપર બી નહીં આવવું ! નાસ્તો તેને માટે ઉપર મોકલવામાં આવશે.

અને તે પ્રમાણે નાસ્તો આવ્યો. તે માસ્તરની પેલી ચદણુચાઇ દુક્તી દીની પોતે લઇ' આવી. તે અસલ અદી સાથે પરણવા અદરાવાની ઘેલીચેડી વાતો કરતી હતી, ને ભીખાજીબા સાથે તેવી વાત કરવા જતાં ભીખાજીબાએ તેને હડધુત કરી હાંકી કાઢી હતી તે માટે તે રીસાયલી તો હતી, પણ સલ્લાહ કરી નાંખવાની આવી સરસ તક ફરીથી હાથ આવવાની નથી એમ સમજી દીની પોતે નાસ્તો તેમને વાસ્તે ઉપર લઇ આવી.

"જો," તેણે નાસ્તાની ઠાલી ઉતારીને ખુરસીપર મેલતાં પટામણા સાહદે કહયું; "આયજી પાસે બોહસ કરીને તારે વાસ્તે હું નાસ્તો લઇ

આવી. જો આએ એક અબ્બેલ ઇંડું બી છે. પેહેલે તે પી જા કે જરા કૌવત આવશે તો બાવા મારશે ત્યારે ઘણું વાગશે નહીં."

ભીખાજીબાએ તે મારની ધાટકી યાદથીજ એક હાય મારી.

"લે ચાલ, એમ ચેરાં ના કાર," દીનુએ ભીખાજીબાની આગલ આવી તેવણુને પસવારીને કહ્યું. "બાર ફટકા ખાતાં કંઈ ઘણો વાર લાગવાનો નથી. બાર મીલીટમાં તો મુવું બધું ખલાસ થશે, ને પછી બીજી બાર મીલીટમાં તો હાથ બી ઝણઝણુ થતો પુરો થશે. વરી બાવાની નવી નેતર તો મેં સાંતીચ, એટલે પેલી વચ્ચેથી ચીરાઇ ગયલી જુની નેતર છે, ને તે તો કંઇ ઘણી વાગશે બી નહીં."

"ઓ ખોદા! ઓ ખોદા!" ભીખાજીબા વચમાંથી ચીરાયલી નેતરના મારની હેબતથી ફાલ ખાઇ બબડ્યા.

"બલા જાંણેરે, મુવું કોણુ જાંણે કેવુંક વાગશે," કાંગલી દીનીએ ચરત ચલાવ્યાં. "લે આએ ગોટેક ચાએ પી જા પેહેલે કે ઉસ્યારી આવે. મદઇનો જીવ બગરતો ઓશે."—ને તે ચાનું પેઆલું ભીખાજીબાનાં મોં આગલ લઈ ગઇ.

પણ ભીખાજીબાને આવા વખતે પીવા બી ગમે? તેઓને સાંમી ઉબક આવી ને તેથી માસ્તરનો ખાર તેઓએ માસ્તરની દીકરીપર કાઢ્યો. તેઓએ તેના હાથમાંથી અચ્ચાત મારીને પ્યાલું ફેંકી દીધું, અને દીનીને તેઓ આગલથી એકદમ 'કાલું' કરી જવાનો હોકમ ફરમાવ્યો! "તું ઘણીજ બેઅદબ દુકતી છે," તે ડોસાજીએ ખરાં દીલના ઘણા ગુસ્સાથી કહ્યું, "ને તારી માયને કે તારા બાપને છોકરીઓને કેમ તરબીયત આપવી તે બીલકુલ આવરતુંજ નથી. તેઓએ તુંને છગાવીને બેહકાવી મેલેલી છે. નીકર મારી પાસેથી!"

"ઓ તું મરેરે મુવા!" દીની જે ભીખાજીબાની આ ઘાતકી ચાલથી પેહલાં દબાઈ ગઈ હતી તે હવે ઘણીજ ગુસ્સે થઇને ઘરર દઇને કટકા મોરતાં બોલી; "મુવા ચાએ નહી પીવાનો ઉતો તો ના કાંય નહીં

ભોંસી મુવો જે સુનાં જેવાં અમારાં પેયાલાનાં કટકા કીધા? તારાં માય-બાપ મરે, ઉની ઉની ચાએ બધો મારો હાથ દાજી ગીઓ! જો મુવો દોજખમાં ગીઓ, હું એની કદર ખાઉંચ ત્યારે મુવો સાંખો મારાપરજ રોપ કરેચ. મુવાને લીધે મેં બાવાને સમજાવી પટાવીને કારી મુકાવાનો વીચાર માંડી વરાવ્યો, ને હવે જીવખાધો જો તેનો ગુણ આપેચ તે! પણ કંઈ નહીં, મુવા, તું જોયા તો કર. હું બાવાની નવીજ નેતર આગલ મુકશ ને જુની સાંતી દેવશ. પછી ખોદાએ કરશે ને બાવાને એવું તો શુર આવશે ને તેવણ એવો તો જેરબંદ માર મારશે કે મરી ગીઆના હાથ બધા લોહી ઝઝરતા થશે. મુવા, તારી સાથે વાત કરવા કોણ અહીં કારો કુતરો બેસી રેહયોચ કે જે અમથો અમથો એમ અફરાઈ ઝીકાઇને પુરો થાયચ?—" અને જ્યારે ગાલ દેતાં તે દુકતી થાકી આવી ત્યારેજ ત્યાંથી નાસ્તાની ઠાલી—તે માંહેલાં પેલાં અબ્બેલ ઇંડાં સુધાં!—લેઇને ત્યાંથી જતી રહી.

ભીખાજીબા તો દીનીના ગુસ્સાથી ને તેની ગાલોના વરસાદથી ચસ થઈ ગયા! તેવણે પોતાની આટલી આખી જીંદગીમાં એની અરધી ગાલ બી કદી ખાધેલી તેઓને યાદ ન હતી!

---

## પ્રકરણ ૨૪ મું.

### બાર ફટકાની સજા!

દીનીનાં ગયા પછી ભીખાજીબાને વખત ઘણો ભારી પડયો, ને તેટલો વખત તે બાપડા પોતે પોતા સાથે સારી પેઠે મરાયા કીધા. અંતે એક નોકર ૧૦ાા કલાકે તેડવા આવ્યો કે નીચે સ્કુલમાં માસ્તર બોલાવે છે, ને ત્યારે તેઓ ચાલતા નહીં પણ ધાસ્તીના મારેલા ગબડતા હેઠે ઉતરયા.

ત્યાં સ્કુલમાં કલાસ ચીકાર ભરાયલો હતો, પણ છોકરાઓના હાથમાં ચોપડી ન હતી. તેઓ કાંઇ તમાસો જોવાને અથવા કાંઇ અગતનું ભાશણ સાંભળવાને તૈયાર બેઠા હોય તેવી સઘળી તેમની ઢપછપ હતી.

માસ્તર ખુરસીપર તાઇત ટટાર બેઠેલો હતો, અને જાંણે તે ભીખાજીબાનાં રૂવાંનની ઘેહે સારવાનો હોય એટલો બધો ગંભીર હતો !

"વચ્ચે ઉભો રેહે," ભીખાજીબાને જોતાંજ તેણે સરેસ્તાના ઘાડા જાડા સાદે ગગડાત કીધો; "બરાબર મારી સાંબે મોંનું કરીને વચ્ચે ઉભો રેહ કે આખો કલાસ તુંને તારા ફેસ્તા વચ્ચે બરાબર જોએ."

ભીખાજીબા શરમથી ને ધાસ્તીથી લાલ પીલા થતા નીચી મુંડીએ વચમાં ઉભા. તેઓનાં પેટમાં કલેજીજ ન હતી !

અને પછી મારતરે ઘેહેસારણું માંડયું:—

"છોકરાઓ !" તેણે ઘેહેસારણાંનાજ ઘોરસ્તાન સાહદે ચલાવ્યું, "તમારી સાંબે તમે એક એવા બેબદામ બદમાસને ઉભેલો જુઓચ કે જેણે મારા બાપદાદાથી ચાલતાં આવેલાં આએ મારાં નામીચાં કેલવણીખાતાંને એબ અને ઝાંખ પોંહોંચારીચ—માસ્તર તરીકેની મારી હોરમતની ધુલધાંણી કીધીચ, અને વરી પોતાનાં નામને બી ઘણી નામોસી લગારીચ."

હયાં મારતરે એક મોટો દમ ખેંચ્યો, ને પછી પાછું ચલાવ્યું:

"મારે ત્યાંની તરબીયતમાં સૌથી પેહેલી તાલીમ એ છે કે બાંનુઓ તરફ તમારે ઘણુંાંજ માનથી વરતવું, અને તેમ બધા વર્તેચ એમ હું વીશ્વાસના ભરોસાથી માનુંચ, ત્યારે આએ સાંબે ઉભેલો દુક્કર જે દેખાવે માત્ર જવાંન છે પણ વરસે ને અક્કલે તો ઘરડા ડોસા જેવો છે ( હયાં ભીખાજીબા ચોંકયા ! ) તે બદમાસ

લોકોની છોકરીઓ સાથે બેમહલાજે ઘેલાંચેરાં પ્યારનાં કાગલપત્રો ચલાવેચ ! એ તકસીર ઘણી મોટી છે, ને એ મોટી તકસીરની મોટી સજા આજે એને મલવાની છે."

હયાં વળી માસ્તરે બીજો મોટો દમ ખેંચ્યો.

"એના વાંકની વીગતો," તેણે પાછું ચલાવ્યું, "તમારા આગલ રજુ કરીને તમોને કમકમાવા મારી મરજી નથી, પણ તે વાંકની સજામાં આજે એને બાર ફટકા આ ભર કલાસમાં મારવાનો મેં ઠરાવ કીધોચ !"—અને તે રોબમાંજ ઉઠીને ઓરડામાંથી બાહેર ગયો.

અને માસ્તરની ત્યાંથી પીઠ ફરી કે પોરયાઓ કે જેઓ એટલો વખત મીનનાં પુતલાં હોય અથવા મુવાં મુરદાં હોય તેમ દાંયબાંય બેસીને સઘળું સાંભળતા હતા તેઓનો ગરબડખોરો ઘોંઘાટ સરૂ થયો. સૌ વાત કરવા—મત આપવા—ટીકકા ચલાવા પડયા. માસ્તર નેતર લેવા ગયો તેટલાં કોઇ કોઇ તો ભીખાજીબાનું આગલ આવી પાકવવા પડયા. કોઇએ બચારા તેવણ વચ્ચે ઉભા હતા ત્યાં આવી તેવણને પાંસરાંમાં આંગલાં ભોકી ધીલી ગાલી, કોઇએ ડગલો ખેંચ્યો, કોઇએ ટપલો મારયો, કોઇએ કાન ચીમટયો, વગેરે, વગેરે !

ભીખાજીબાએ છાતીપર પથરો મુકી તે બધું ખમ્યું. ખમે નહીં તો શું કરે ? એ તો પડતી પર પચાસ !

વળી કોઈ પોરયાઓ તો દયા ખાઇ દીલાસો દેવા પડયા. કેટલાક વળી માસતર કેમ મારશે તેનો ભીખાજીબાને ખ્યાલ આપવા બેઠા. તેઓએ હાથમાં રૂલર લીધું, ને ગજવું પકડી ઉછલી ઉછલીને ચોપડીઓપર ધમાધમ ફટકા લગાવ્યા, ને પછી ભીખાજીબાને પુછયું કે તેવણ તેટલા જોરના બાર ફટકા ખમી શકશે યા નહી !

માસ્તરને નેતર લઇ પાછો આવતાં જરા વાર લાગ્યો તો પોરયાઓએ તે ઉપર હવે તરકો ચલાવા માંડી. કોઇ કહે કે નેતર

સખત વાગે તેથી તેને તે મીન ચોપડતો હશે, કોઇ કેહજે નેતર ખોહવાઇ ગઈ હશે તે સોહોધતો હશે, વગેરે, વગેરે, વગેરે.

અંતે માસ્તર આવ્યો.

તેના હાથમાં નવી નેતર હતી.

તે 'બકરા જેવી જાડી' હતી.

તે પાધરો ભીખાજીબા આગળ આવ્યો, ને ભીખાજીબાનો 'હાથ કઢાવ્યો.'

હાથ કઢાવી માસ્તરે પોતાનાં પુર બલથી નેતર ઉગામી, પણ તે ફટકો હેઠે આવે તેટલાં—ભીખાજીબાના બાપદાદાનાં કરેલાં પુણ આડે આવ્યાં હશે કે—એક નોકરે દોડી આવી ખબર આપી કે ભીખાજી શેઠ ( ખરેખર તો અદી) માસ્તરને મલવા આવ્યા હતા !

માસ્તર તેથી મારવાનું માંડી વાલી—અલ્કે તુરત વેલા મુલતવી રાખી તે ડોસાજીને ( ખરેખર તો તે પોરયાજીને) આબરૂથી મલવા ગયો.

ભીખાજીબા એ સમાચાર સાંભળી ઘણાં ગુંચવાયા. તેઓને સમજ નહી પડયું કે નાપાક અદી વળી નફ્ટ નાકે સ્કુલ વેર બી આવ્યો તો તે વાતપર તેઓએ રાજી થવું, ગુસ્સે થવું કે શરમાવું !

થોડા વખતમાં માસ્તર પાછો ફરયો. "તારા લાયકીવાલા બાપ તારા તરફથી માફ માંગી લીએચ," તેણે કહ્યું, " એટલે વરી તું બચી જાયચ. હાલ તો તું જા; તેવણ જમવાના ઓરડામાં બેઠેલા છે ને તુને મલવા માગેચ."

ભીખાજીબા ધડકતી છાતીએ પોતાના ટેંગણ જેટલા દુકતાને મલવા ચાલ્યા. તે દીકરો બાપનો બાપ થઈ આવ્યો હતો, ને બચારા બાપ તે દીકરાના દીકરા થઈ નીચી મુંડીએ બીહીતા ધ્રુજતા તેને મલવા ગયા !

એવી આ ફેરવાતા જમાનાની તાસીર છે ! એવો, યારો, આ કલજુગનો જમાનો છે ! એવા, વાંચનારાં સાહેબો, એક પથ્થરના પ્રતાપ છે !

---

## પ્રકરણ ૨૫ મું.

### બાપ અને બેટો.

ભીખાજીબા ઓરડામાં દાખલ થયા ત્યારે અદી તેવણનાં બુજોર્ગ રંગરૂપમાં એક વાંદર સરખો એમથી તેમ અકરવકર કરતો દોડયા કરતો હતો, પણ ભીખાજીબાને પેહેલી નજરે જે કમકમાટ પેદા થયો તે એ જોઇને કે અદીએ તે બુજોર્ગીને ઇનસાફ મલે એવો તેવણનો સદાનો સાદો સરેસ્તાનો પોશાક પેહેડવાને બદલે એક ઇચમજીને શોભે એવો એશકો ને એક બચ્ચાંને શોભે એવો ચીબાવલો પોશાક પેહેડેલો હતો ! તેણે ચકચક થતો મખમલનો તો ડગલો પેહેડેલો હતો, પગમાં વારનીસનાં બુટ ને ફ્રેંચ કટનું કેશ-મીરનું પાટલુન હતું, ને વળી માથે તેવણના સરેસ્તાની કપાલવેર ઉતરી આવતી પાઘડીને જગ્યે ફેંટાનુંજ ડુગડુગ્યું હતું !

એ બધું ગરીબ બચારા ભીખાજીબા કેમ ખમે ? તેવણનાં એ જોઇને ભીંગ ફરી ગયાં, ને આંખે તમ્મર આવી ગયાં. તેવણને અદી જે આ પોશાકથી લાઇબલ કરતો હતો, અને પોતાની છોક-રવન એબથી તેવણની જૈફીને હીણપગ્તી આપતો હતો તેના સંબંધમાં તે બીચારા ડોસાજીનું પાકીને પલેથર થઇ ગયું.

તેવણનાં મકાનમાં તેવણનામાં પેલા અભાગ્યા પથરાએ જે કમનસીબ ફેર નીપજાવ્યો હતો ત્યારે તેઓ અદીને પોતાનાં રૂપમાં ફેરવાયલો બરાબર જોઇ શકયા ન હતા, અને તેથી હમણાં તેને આવી તબેહ ને રીતભાતમાં જોઇ તેઓને સમજવાને મુશકેલ લાગ્યું

નહીં કે તેઓની બોહલી પીછાંણવાલા દોસ્તો ને લાગતાંવલગતાં તેઓને એકદમ મગજથી બેમગજ થઇ ગયલાજ સમજતા હોશે!

માણેકજી માસ્તર બી તેમજ સમજ્યો હતો. તે ભીખાજીબાના ગંભીર ટેક માટે હંમેશ મોટું માન ધરાવતો હતો, કે જે ગંભીર ટેક ખડી ને ખડી અસ્તરીની તેવણની ચુંઇની ડગલી ને ફક્ત લાલ પાજની ઇજારથીજ જેવો જોઇએ તેવો સદા જલવાઈ રહયો હતો. એટલાવાસ્તે અદીને ભીખાજીબાનાં રૂપમાં પણ વિચીત્ર ચીબાવલા પોશાકમાં અને નસકારી વાતચીત સાથે જોયો ત્યારે માણેકજી માસ્તરને બી જે 'શૉક' લાગ્યો તેનું વર્ણન કરવું બેજા છે. ટુંકમાં એટલુંજ કે એજ હાલ ભીખાજીબાની ઑફીસના કલાર્કસ અને દોસ્તો અને તેમની બોહલી પીછાંણવાલાં સઘળાઓનો સમજવો. બાતેનનો ખરો ભેદ કોણ જાંણવા કે સમજવા પાંમે? સૌ ગરીબ બીચારા ભીખાજીબાની એકાએક 'બાવરી ચસકી' ગયલીજ સમજતાં હતાં.

પણ ભીખાજીબાને અદીનો હાલ જોઇ જ્યારે અસહય ગુસ્સો, ધીક્કાર અને કમકમાત પેદા થયો ત્યારે લુચ્છા અદીને ભીખાજીબાનો છોકરવન હાલ અને બચરવાલ દેખાવ જોઇને બેઅખ્તયાર ગમત અને રમુજ મલી, જેથી તે પેટ ધરીને બેઅંદાજે હસવા પડયો. આથી તો ભીખાજીબાનું જાસ્તી પાકી ગયું. "લુચ્ચા, ચોર, ઠગારા," તેઓએ બરાડ મારી, "મારાં કલેજાં બરેચ ને તુંને હસું આવેચ!"

"પણ હસું નહીં તો શું કરૂં જો, બાવા!" અદીએ હજી હસતાં હસતાં કહ્યું; "તમો લાગોચ એવા ઓદાંણી જેવા!"

"કમબખ્ત, મુંગો મર," ભીખાજીબાએ કહ્યું; "તારૂં નાખ્ખોદ જાય, તેં મને કંઇ જેવી તેવી જાલમ વીપતમાં નાંખ્યો નથી."

"કાંએ, કાંએ?" અદીએ ટકોર ચલાવી; "મને બાવાજી

કરી ને તમે દીકરાજી થઇ પેલું ઇસ્કોલમાંથી જે કાગલ લખ્યુંતું તે તો તમે ઘણું મજેહનું લખ્યુંતું, ને તેમાં તો તમે કેહેજે હું ઘણો સુખી સુખવાસી છેઉં ?"

"અરે નાપાક, તે તો માસ્તર લખાવી મુવોતો," ભીખાજીબાએ માસ્તરનો ધાક બહાલ રાખતાં શરમાઇ શરમાઇને કહ્યું, "બાકી હું લખતે તો તારાં છાલ છોરયાં ઉડારી નાખતે, સમજ્યો ? પણ વારૂં તું અહીં શું ધકેલા ખાવા આયો ?"

"જરાક ફ્રેંડોને મલવાનો શોખ થયો," અદીએ બેદરકાર રૂપે કહ્યું—જોકે વાંચનારથી અમો ખરૂં કારણ છુપાવા માંગતા નથી કે તેની આવવાની મોતેબર મતલબ તો પોતી ચદગુચાઇ દીનીને મલવાની હતી. "પણ વારૂં તમારૂં ટટ્ટુ અહીં કેમ ચાલેચ ?" અદીએ પુછ્યું.

"ઘણુંજ સરસ;" ભીખાજીબાએ અનકાનાં દુઃખથી કહ્યું. "તારા કમબખત સાથીઓ મુક્કીએ મુક્કીએ મને ગીપેચ, ને હું ફુટબૉલ હોઉં તેમ લાતે લાતે મારો રાઇરોટલો કરેચ. તું મને નરતોજ આવેલો છે તે અહીં બી નરી મરેચ. તાહરી મોહકાંણુમાં સત્યાનાસગીયો કોઈ સસલું ગરે પરેચ, તો કોઈ કુતરૂં માંગી મરેચ, ને પછી નકામાં મારાં ગજવાં ખાલી કરી લઇ ઠોલઠબરાક કરી હાંકી કારેચ."

અદી આ રસીલો હેવાલ સાંભળી વળી પેટ ધરીને હસ્યો.

"ને પેલું મેં ધરણુ (માસ્તર)ની ટેબલપર મારૂં છરીએ કરીને નામ ઘેર જતી વખતે કોતરયુંતું તેનું બી કંઇ વાદલ તમારીપર આયું ખરૂ કે ?"

"તે હજી તો નથી આયું," ભીખાજીબાએ એક હાય મારીને કહ્યું, "ને હજી પછી આવશે તો તારો ને મારાં નસીબનો બેઉનો હું ઉપકાર માનશ."

"અરે એમાં શું દમ બરયોચ જો!" અદીએ પ્યારથી હીંમત આપી; "ઘણું થશે તો ઘરણુ છ ફ્ટકા મારશે, એજ કેની? મને તો ફ્ટકાનું જરા બી દુઃખ નહી ઉતું! ઉલટું ફ્ટકા મારવાની ઘરણુને જે મેહેનત પરતીતી ને હું કુલેજાં ખેંચાઇ આવે તેમ તેને ખુમ મરાવી મરાવીને હાથ કારી આપતોતો તેથી મને તો ઓર ગમત પરતીતી!"

"પણ મને ગમત નથી પરવાની, સાહેબ," ભીખાજીબાએ ચીડથી ચીંચવાઇને કહ્યું; "હું એક માહાભારત મારમાંથી હમણાંજ બચ્યો—"

"તે મેંજ તમુને બચાવ્યા કેની?" અદીએ માન ખાટયું.

"અરે મુંવો તું," ભીખાજીબાએ કહ્યું. "હવે હું તુંને સાફ ચેતાઉંચ કે હવે એ દુઃખ હું ખમવાનો નથી. જો તું આજ ને આજ સમજુતીપર નહીં આવશે તો તું પસ્તાશે."

"અરે સમજુતી કોણના બાપની લેવા જાય!" અદીએ ભીખાજીબાનું ગેરવ્યું. "મારા સાહેબ, તમે બી શું નરમ ઘી જેવી વાત લઇ આયાચ! હમણાં મને દુઃખ શું છે જે હું સમજુતી કરૂં? નહીં લૅસનની ફ્કર, નહીં બાવાનો ધાક, નહીં માસ્તરની ધમકી! બસ ખાવું, પીવું, ફ્રવું, હરવું, જોવું જાવું ને મજા કરવી; એવી જીંદગી કોણુને નહીં ગમે? વરી ખોદા તમોને સલામત રાખે તે ઘસરખોરો કરી કરીને તમે પઇસા એટલા એકઠા કરી મેલ્યાચ કે પઇસાને કાંકરાની જગ્યે વેરૂંચ તોબી હજી તો તમારી દોલતનું અરધું તલ્યું બી આયું નથી!"

"અરે બસ, બસ કર!" ભીખાજીબાએ ઘણાજ ગુસ્સાથી કહ્યું. "લુટારા, તું ઉભો રેહ, તારો આએ વાંક હું પોલીસમાં જાહેર કરશ, ને ખોટી સહી કરવાના વાંક કરતાં બી ખોટું રૂપ ધા-

રણુ કરવાનો આએ તારો અપરાધ વધારે મોટો છે, એટલે હું તુંને બટ’બેજ મોકલાઉંચ.”

“હા, પણુ મારૂં રૂપ ધારણુ કરવા સારૂ હું તમુને બી બટ’બે સાથે લેતો જવશ તેની કંઇ તમુને સુધ્ધ છે?” અદીએ હસ્તાં હસ્તાં કહ્યું. “પેહલે તો તમે હું થઇ ગયા ને મારાં રૂપપર તમે મારી વગર રજાએ તરાપ મારી ત્યારેજ હું તમે થયો, વાસ્તે મારી આગમચ સપ્પર પેહેલાં બટ’બે તો તમુને જવું પરશે!”

ભીખાજીઆ ચુપ થઇ ગયા. આ તકરારે તે બીચારા ડોસાજીને આહાત કીધા, અને તેથી હવે અદી સાથે ગુસ્સે થવા કરતાં તેને બીધરાવીને કે પટાવીને પોતાનું કામ કાઢી લેવાનું તેઓએ બેહેતર જોયું.

“જો,” તેઓએ સમજાવીને કહ્યું, “તું તો નાદાન છે. તું મારાં રૂપમાં ને બુઢાપામાં છે તોબી એવી રીતે ખાવાપીવાપર પરયોચ, પણ કંઈ વિચાર છે કે કુમરૂં કલેજું આજકાલ કોહી જશે તો મરી જશે! આવા બુઢાપામાં એવો રોજનો ઉજાગરો તે કેમ ચાલે? મરી જતો રેહશે મરી! તું હાલહવાલ એટલો લાગેચ કે એવો ને એવો તું મહીનો બે મહીના બી જીવશે નહીં એમ મને તો લાગેચ!”

અદી આ ભયભીત ચીત્રથી પેહલાં કાંઇક તરખાયો ખરો, પણ તુરત બેપરવાહ થઇ કહ્યું, “અરે પણ તેમાં બીહવાનું શું? આપરે હાલ તો પેટ ભરીને મજાહ કરી લઇજીએ, ને પછી જોયું કે ખરીઆખરખર થઈ રહયા તો પેલો પથરો નાજાંને આપીને ઇચ્છાવશું કે હું પાછો આગલો અદી થાઉં, તો પછી તે થયલુંજ છે ને સૌ સમાધાન?”

“પણ વારૂં તું ઑફીસમાં જાયચ કે?” ભીખાજીઆએ વાત ફેરવી; “ત્યાં કેમ ચાલેચ?”

"બધું જેવું જોઇએ તેવું," અદીએ કહ્યું. "વરી કેમ? કલારકો ગમે તેઆરે આવેચ ને ગમે તેઆરે જાએચ ને રમીજમીને દાહરા કારેચ! આપરે બી કલારકોને તેરીને કોઈ દહારે પાનાં તો કોઇ દહારે ચોપટના દાવ ચલાવીએચ. એક દહારે તો કોઇ ધણુ જેવો તમારો કોઇ દોસ્તદાર તમોને પુછતો મલવા આયો, તે આપરે તો તેનો એવો રકાસ કીધો કે તે તો ફ્રીઆદી સૌ માંડવા નીકરયો. મેં તો કલારકો પાસે તેને બોચીમાંથી પકરાવીને તેનું સહીએ મોનું રંગ્યું ને તરેહવાર કીધું, જેથી તે કમબખત તો એવો છેરાયો કે નરો જાંણે ભામ્બરો ભુત! ફ્રીઆદી તો માંડતે જો, પણ બધાંએ તેણે સમજાવ્યું કે અમસ્થું કામ વધશે, ને ભીખાજી તો બચારા થોરંકના ઘેલા થઇ ગીઆચ વગેરે, તેથી બધું ઠંડુ થઇ ગીયું!"—અને અદી તે ગમતની યાદથી પાછો ધુમ હસવા પડયો.

"અરે કમબખ્ત, પણ તે મારો ફ્રેંડ કોણ હતો?" ભીખાજીબાએ ધણાજ અકલાઇને પુછ્યું.

"કોણ જાંણે કોઇ અથ્થા જેવો ઉતો તો ખરો," અદીએ કહ્યું.

"અરે તારૂં ખાનું ખરાબ થાયરે," ભીખાજીબાએ અફસોસથી કહ્યું, "તું શું મારૂં નાખ લેવા બેઠોચ!"

"અરે હવે તમોને શું છે જે?" અદીએ કહ્યું, "હવે તમે તમારે અહીં મુંગા મુંગા મરી રેઓની?"

"પણ ત્યારે તું શું મને મારૂં અસલ રૂપ કદી આપવાનોજ નથી?" ભીખાજીબાએ ધણાજ ગભરાઇને પુછ્યું,

"ખચ્ચીત નહીં," અદીએ કહ્યું; "તમે એમ ને એમ જો મોટા થાઓ તો હજુર પછી કેવા લાગશો તે જોવાની ગમત છે."

"બસ થઇ ચુકયું તેઆરે," હવે ભીખાજીબાએ સઘળી ધીરજ ખોઇ દેતાં છેલ્લે પાટલે બેસી કહ્યું; "જે થવાનું હોય તે થાઓ;

પણ હવે હું તુંને ફાવી જવા દેવાનો નથી. નીચ એબલગામણા દુકતા, હમણાં માસ્તર ને દુકતાઓના દેખતાં હું તુંને ઉઘારો પારસ, ને તારૂં બધું તરકટ તેઓને કહી દેવશ, પછી જોઉંચ કે મને જુઠો પારવાની તું કેમ ને કેટલી તાકાત દેખારેચ ?"

અદી હવે વળી ગભરાયો ખરો—જોકે ભીખાજીબાનો તો એ સઘળો સુકકોજ દમ હતો—પણ હજી તે પોંહોંચી વલે એમ હતું. "એ બધું ખરૂં," તેણે પોતાનો ભીતરનો ગભરાત બાહેરથી છુપાવી કહ્યું; "તમો મને ફસાવસો તો તમારી મરજી, પણ હું બી તે તમારી ચંડાલ ચાલનો બદલો લીધા વગર રેહેવાનો નથી. હું શું કરશ તે તમોને કેહુ? હું અહીંથી પાધરો ઘેર જવશ, ને પથરો નાજાંના કે કોઇનાબી હાથમાં આપી ઇચ્છવા કેહવશ કે માસ્તર વાંદરો બની જાય, તમે ગધેડા થઇ જાઓ, ને છોકરા ભાડુતી રેંદીયાલ ઘોરા બની જાએ, ને પછી બધાંનો રકાસ જોવાની મને મજા થશે. જોવ, તેથી તો આય પથરો હું સાથનોસાથ લેઇને ફરૂંચ." —અને, ખરેખર, અદીના બતાવ્યા પ્રમાણે કમનસીબ ભીખાજીબાએ જોયું કે તે કમબખ્ત પથરામાં આંધરૂં પરાવી લુચ્છો અદી તે એક નાહની લોકેટ હોય તેમ પોતાના ઘડીઆલના સોનાના છેડામાં લટકાવેલો રાખી તે સાથે લેઇ ફરતો હતો!

ભીખાજીબાએ અદીને તો સુકકો દમ આપ્યો, પણ તેના જવાબમાં અદીએ આપેલા દમથી તેવણ બચારા ખરેખર ગભરાયા. તેવણે જોયું કે અદી એક એવો ચરેલો ચીબાવલો ઘેલો ચેડો દુકતો છે કે તે જે ઘેલું ગાડું બોલતો હતો તે ખારનો મારેલો નહીં બજાવે એ વાત માનવાજોગ ન હતી, અને તેથી વળી તેને પટાવી સમજાવી લેવાને ભીખાજીબાએ અવસ્ય અગત જોઇ.

"હેં-હેં-હેં, દીકરા અદુ, હું તો હસ્યો જો!" ભીખાજીબાએ તે નાખલા સેહેતાંનને ઠંડો પાડયો. "હું એમ કંઇ કરૂં? ચાલ

તુંને એમ ગમેચ તો એમ. જેમ તું કહે તેમ, પણ ખોદાને વાસ્તે આએ પથરો છેરામાં લટકતો ના રાખ ! કદાચ તે તુટીને કેઠે પરી જશે—પરીને ભાંગી જશે."

"અરે તેની તમારે ફ્કર કરવી નહીં," અદીએ ધીરજ આપી. "આપરા મગન સોનીએ બેસારેલો છે ને તે કાંહાં કાચો છે જે તેની વાત ? હવે તેઆરે આપરે એજ સમજુતીપર આયાચ કે તમો છેઓ તેમ તમે રેહો, ને હું છેઉં તેમ હું રેહેવશ. જો તમે એમ ગરીબ થઇનેજ ચાલશો તો હુંબી તમારી સાથે બાવા તરીકે ઘણો સારો ચાલશ. આવતે વરસ તમે કેહશો તો એ ઇસ્કોલથી ઉઠારી લઇને તમો માંગશો તે સ્કુલમાં મોકલશ. તે કરતાં તમારે ગમે તો ઘેરમાં માસ્તર રાખીને ઘેરમાંજ શીખજો. વરી તમુને એક નાઘલું જેવું ટટુ બી અપાવશ, તે પર બેસીને રોજ ફ્રવા જજો. તમે મારે વાસ્તે કીધી તેમ હું કાંઇ તમારે વાસ્તે પઇસાની વાંણુ કરશ નહીં. આપરે તો બા દુલ્લું દીલ દેખારવાના; કેમ, તમુને ટટુ કુદાવા ગમશે ?"

"અરે મુવો તું લટુ ને બરી ગીયું તારૂં ટટુ," ભીખાજીબાએ હવે ગુસ્સાથી નહીં પણ ઘણાંજ દુખથી કહ્યું.

"વારૂં અહીં કંઇ ખરચને વાસ્તે જોઇએચ ? અદીએ ભલાઇથી પુછ્યું.

ભીખાજીબા આ સવાલથી ચોંકયા. તેઓ હયાંથી નાહસી જવા ઘણાજ ઉમેદભર—કેવા ઉમંગભર હતા, પણ પાસે ફુટી બદામ નહીં એટલે પૅસેજ લીધા વના જઇ ન શકાતું હતું તે વાંચનારને રોશન છે, અને તેથી અદીએ પઇસા આપવા કાઢયા તેથી ભીખાજીબા ચોંકયા, ને પ્રદીપ્ત થતો પોતાનો હરખ છુપાવા તુરત ફ્રી ગયા.

"કંઇ આપે તો સારૂં," ભીખાજીબાએ પોતાનાં મનનું સ-

માથાન કરી બેદરકારીના દેખાવથી કહ્યું. "મારી પાસે જે ઉતું તે તો તારાં સસલાં કુતરાંનાં પેટાંમાં ગરે પરીને સત્યાનાસગીયા દુકતાઓએ લુટી લીધું, અને હવે તો ઝેર ખાવાની અરધી બી નથી."

"તો લેઓની," દુલ્લા અદીએ લુટ ચલાવી, "એમ ગરીબ થાઓ તો કોણ ના કેહેચ? લેઓ આએ વીસ રૂપ્યાની નોટ છે." —ને અદીએ તે આપી.

ફત્તેહ! ભીખાજીબાની ફત્તેહ! ઘર નાહસી જઇ હવે સઘળું સમાધાંન કરવાની આ આબાદ તક પાછી હાથ આવી!

અદીએ નોટ આપી તે ભીખાજીબાએ અધીરાઇથી ખુંચી લીધી—એટલા બધા તેવણ હરખમાં આવ્યા હતા—જોકે ખરેખર તે પઇસા તો હલાલ પરસેવાથી પેદા કરેલા તેવણના પોતાના હતા!

તેવામાં માસ્તર તે ઓરડામાં આવ્યો.

માસ્તર આવ્યો કે અદીને ખુદરતી ગભરાત ને અકરવકર થવા માંડી. તેનો ચેહરો લાલ થઈ આવ્યો, ને તેણે નીચેથી ઉંપર નહીં જોયું.

"તમે તમારા દીકરાને મારની સજામાંથી બચાવી લીધો તે વાસ્તે હું ખુશી નથી, ભીખાજી શેઠ," માસ્તરે ગંભીર રોબથી કહયું.

"અરે ધુર ને ધુમાસો," અદીએ હવે હીંમત કરીને કહ્યું. "સ્કુલમાં પોરયાઓ શીખવા આવે તેને મારે શાંના? છોકરાઓને હસાવી બોલાવી રમારી જમારીને ઘેર મોકલવાના!"

માસ્તરે તો ડોલા ફાડીને અદી ભણી જોયું!

"પણ માસ્તર, તમે હજી મને એનો વાંક નથી કહયો?" અદીએ હસ્તાં હસ્તાં કહયું.

"વાંક ઘણોજ ફમફમાટભરેલો છે," માસ્તરે કહયું. "સાહેબ,

તે નહીં માફ કરી શકાય એવો છે. પારકી છોકરીઓપર ઘેલાં ઘેરાં પ્યારનાં કાગલો લખવાનો એ વાંક છે!"

અદી તો આ વાંક સાંભળી ખડખડ હસી પડયો, ને માસ્તર તો કોહું જ જોયા કરે!

"અરે એ તે કંઇ વાંક હોય, માસ્તર?" અદીએ કહ્યું. "એ તો જુવાંન લોહી તે એમજ! હું સ્કુલમાં ઉતો ત્યારે મેં બી કંઇ સેંકડો વખત એવાં કાગલો લખેલાં!"

"સાહેબ!" માસ્તરે ઠપકાની ઢબે કહ્યું.

"હા, એ વાંક તો ખરો," અદીએ માસ્તર આગલ કાચું કપાયલું જોઇને ગભરાઇને તુરત ફેરવી તોલ્યું; "એ દુકતો પોતાની એવી ચાલથી મારો કોઇ દહાડે જીવ લેશે. એવી ચાલને વાસ્તે તો એને નાગો લટકાવીને મારવો જોઇએ."

ગરીબ બચારા ભીખાજીબા! ધરડેધડપણ આ કેવું નહીં તાંમોસ થાય એવું અપમાન, ને તે બી વળી પોતાના ગુઠણ જેટલા દુકતા તરફથીજ!

"વારૂં પણ માસ્તર, દીની કાંહાં છે?" અદીએ હવે કાંઇક આતુરતાથી પુછ્યું.

"દીની? દીની કોણ?" માસ્તરે અચરતીથી કહ્યું, "મારી દીકરી? તેને તમો કાંહાંથી ઓલખોચ?"

"હો તેને કે? હું: હા—" અદી લઠડી પડયો; "નહીં મકું જે તે બુચીને જરા મલું. મારી આગલ આએ દીકરો વાત કરતોતો કે તે ઘણી ગરીબ છોકરી છે."

"ઠેંક યુ," માસ્તરે પોતાની દીકરીની તારીફથી કાંઇક રાજી થઇને કહ્યું, "પણ હમણાં તે તેની માએ સાથે બાહેર ગયલીછે."

અદી નાસીપાસ થઇ ગયો.

"વારૂં તેઆરે આપરે જરા પોરીઆઓને મલ્યે !" અદી પોતાના ગોઠયાઓને જોવા અને મલવાનો પોતાનો છોકરવન શોખ દાબી નહીં શકયો એટલે તેણે દરખાસ્ત કરી.

"હાજી, જો તમારી મરજી છે તો," માસ્તરે બીખાજીબાની આજની એકેકએક વરતણુકથી મનમાં બેશુમાર અચરત થતાં કહ્યું; "આએ રસ્તે."—અને પછી તે ત્રણે જણાનું સરઘસ ગંભીર દબદબાથી કલાસો જોવા નીકલ્યું.

---

## પ્રકરણ ૨૬ મું.

## અદી અને દીની.

પોતાના ગોઠયાઓને મલવા અદીને છોકરવાદી ઉલટ થઇ આવી હતી, અને તેથી તેણે કલાસોમાં ફરવા માંગ્યું, જે માંગણીમાં ધ્યાન ખેંચનારૂ કશું નહીં હોવાથી જરા બી વેહેમ ખાધા વના માસ્તર ઘણાજ ગંભીર ઠાઠથી ને ઘણાં માનથી તે પોરીઆને પોતા સાથે લઇ ચાલ્યો, કે જ્યારે તે બેઉની પછવાડે જાંણે ખરેખર નાધલા બુચા હોય તેમ ભરાતા છુપાતા આપણા માનીતા બીખાજીબા ચાલતા હતા.

કલાસો આગલ જતાં કલાસની બાહેરથી તો અંદર દોડાદોડ, ધમાધમી ને વાતચીતનો પુશકલ ઘેરાયલો ઘોંઘાટ કાંને આવતો હતો, પણ જ્યારે તેઓ કલાસના ઉંબરપર પોંહોંચ્યા ત્યારે એકેએક છોકરો ચોપડીમાં માંથું ખોસીને ધ્યાંનથી લૅસન કરવા પડેલોજ જણાયો.

હવે અદી કલાસ જોવા આવ્યો તો ખરો, પણ જ્યારે પોતાના મસલતી મલત્યા ને ગોઠયાઓ સાંમે તે આવી પોંહોંચ્યો ત્યારે તેને સ્વભાવિક ગભરાત ને અકરવકર થવા માંડી. તેને ફકર લાગી કે રખેને તેઓમાંથી એક બી તેનું પાપ પકડી કાઢે ને તેનો રકાસ થાય !

પણુ બીજીજ પળે તે સમજી શકયો કે એ તેની ફીકર બીલ-કુલ નાપાયદાર ને ખોટી હતી. તેનાં ઘેરમાં જો કોઈ તેને અદી તરીકે પીછાણી શકયું ન હતું તો અહીં કેમ તે પકડાઇ આવવાનો છે? એ ખ્યાલથી તેને ધીરજ ને હીંમત આવી, ને તેથી તે વળી પોતાના છોકરવાડી ખવાસપર ઉતરી પડયો.

"કેમ, પેસુ ભેંસ, બચ્ચા તારૂં કારખાનું કેમ ચાલેચ?" માસ્તરની, પેસુ ભેંસની ને આખા કલાસની અચરતી વચ્ચે ભીખા-જીબા (અદી) એ પેસુ જે આગલથીજ બેઠેલો હતો તેને એક ધબ્બો લગાવી પુછયું.

"તમો સાહેબ એને ઓરખતા જણાઓચ?" માસ્તરે પેસુને પડેલા ધબ્બાની વાત નહીં ગમતી હોય તે ઢપે તેવે સાહદે કહ્યું.

"હાજી," અદીએ પોતાની એ મુરખાઈ માટે મનમાં કાંઇકિ પસ્તાતાં કહ્યું—"પેસુ ભેંસ, માકુ ચેન એ બધા મારા—અરે નહીં રે, મારા અદીના જુના દોસ્તો થાયચ."

અહીં વળી અદીએ જોયું કે તે બીજું કાચું કાપતો હતો. તેનાથી કહેવાઇ જતું હતું કે પેસુ ભેંસ ને માકુ ચેન વગેરે તેના પોતાના દોસ્તો થતા હતા, જે તેણે સારી સમયસુચકતાથી ફેરવી તોલ્યું હતું, પણ હવે એવી રીતના જોખમો ખેડવાનું તેને ગમ્યું નહીં, વાસ્તે કાંઇક અગતનું યાદ આવવાનું બાહણું કાઢી તે ત્યાંથી રજા આહી તથા બધાને સલાંમ કરી જતો રહ્યો.

તેના જવા પછી માસ્તરને તેને વિશે ખ્યાલ થયો કે 'ગરીબ બચારાનું નરયું અચબુચ ખસી ગયલું જણાયછે! એની આગલની ને હમણાંની હાલતમાં આસમાન જમીનનો ફેર છે!' વળી તે મુજબ, બીજા હાથપર, પોરયાઓને તેના વિશે જુદોજ ખ્યાલ થયો. તેઓએ ચુકવ્યું કે 'અદીનો બાપ કોઈ જબરો ઠોલ્યો ને હસમુખા

સ્વભાવનો બુઢો છે, ને અદી તેના કરડા ધાક ને મોટા ગુસ્સાની જે લાંબી લાંબી વાતો કરતો હતો તે બધી શું હાંકતો હતો !'

હવે અદી સ્કુલ છોડી થોડુંએક આગલ ચાલ્યો ત્યારે તેણે દુરથી માસ્તરની દીકરી દીનીને તેની માવતર સાથ ચાલી જતાં જોઈ. આથી તે ઘણો ખુશીમાં આવી ગયો ને બુમ મારતો ને સીટ સીટ કરતો તેનાં બુજોર્ગ આંગ સાથ જેટલી ઝડપથી દોડાયું તેટલી ઝડપથી તે તેઓ તરફ દોડયો.

તેઓ પેહેલાં તો તેને કોઈ દીવાનો અથવા છાકટો સમજ્યાં, પણ પછી મારતરના ધણીઆંણીએ બેશુમાર અચરતી વચ્ચે તેને બુઢા બીખાજીબા તરીકે ઓલખ્યો, ને તેથી તેઓ સભ્યતાને ખાતર ઉભાં રહયાં.

બીજી પલે અદી ઘણું જોરમાં દોડેલો હોવાથી પાણી પાણી થઇ ગએલો ને થાકી આવેલા ઘોડાની પેઠે ફુંફારા મારતો તેઓ પાસ આવી ઉભો. "તમે કેમ છેઓ?" તેણે હાંફતાં હાંફતાં પુછયું; "દીની, તું કેમ છે ?"

"અમે સારી કાંની છઇએ," માસ્તરનાં ધણીઆંણીએ સોર નીંદાર વેર ખેંચીને કહ્યું, "પણ જી તમે ઘણા હાંપી આયાચ. ઘે-રમાં આવોની ? જી ભરાયા માણેકજી બી ઘેરમાં છે ને તમારા અખઇ રેહયા દીકરાને બી મલતા જાવો."

"હું ત્યાં જઇનેજ આયો," અદીએ કહ્યું, "ને તમો લોકને દુરથી જોયાં તેથી મલવા દોડી આયો."

"જી, વારૂં મરૂં," ને માસ્તરનાં ધણીઆંણીને બીખાજીબાનાં આજનાં સલુક જેવાં જોઇએ તેવાં ગમતાં નહીં હોવાથી તેવણ હવે તાઢાં પાંણીએ કાસળ કાઢવા ચાલવા માંડતાં હતાં.

"કેમ, ઉતાવલમાં છેઓ કે ?" અદીએ કાંઇક નાસીપાસીથી

કહ્યું; "દીનુ—અરે મકુંજે ને બાઇ દીનબઇ, આવોની, આપરે જરા ફરીયે ને વાત કરીએ."

"નહીજી," દીનુએ દબાયલે સાહાદે કહ્યું,—ને અદી ખરેખરો કોઇ છાકટો હોય તેમ બીહીને તે વધારે તેની માનાં પાસાંમાં ભરાઇ.

"આવો, આવો, હું તમોને કાંઈ સારૂં સારૂં અપાવી લાઉં," અદીએ કહયું.

"કંઈ નહીં, જા દીની, હું ઘેર તરફ તેટલાં ધીરે ધીરે ચાલુંચ, " માસ્તરનાં ધણીઆંણીએ કહયું, ને પછી દીનીના કાને લાગી વધારયું, "ઘણી દુર ના જતી; હું તુંને પછવારેથી જોયા કરશ. તું નહીં જશે ને એ મુવો રીસાઇ જઇને દીકરાને આપરે તાંહાંથી ઉઠારી બુઠારી લેશે તો તારા બાપ વહરશે."

આ ઉપરથી દીની નીચી નજરે અદી સાથે ચાલી. પેહેલાં તો કેમ વાત કાઢવી તેજ અદીને સુજ્યું નહીં, ને તેથી તેને અકરવકર થયા કીધી. અંતે તેણે બોલવા માંડયું: "આપરે છે તે, કેમ તું કાંઈ બોલતી નહીં, દીના?"

"પણ જી હું તમારા સાથે શું બોલું?" દીનીએ અચરતીથી કહયું.

"જાંણે હું તારો આગલો અદી હોઉં કેની તેમ તું મારા સાથ વાત કર," અદીએ દરખાસ્ત કરી.

"હાજી, પણ હું કંઇ તમારા અદી સાથે બોલતી નથી," તેણે રીસાયલી ઢપે કહયું.

અદીને સમજ નહીં પડયું કે દીનીના આ જવાબથી તેણે રાજી થવું કે દલગીર. તે દીનીને ઘેલા ચેડા ચદણચાઇ પ્યારથી ચાહતો હતો, ને તે પ્યારમાં તેનો બાપ હરીફ થઇ નીકલે ને અદીના અવતારમાં તે દીની સાથ પ્યાર નહીં કરે વાસ્તે દીની તેનાસે રીસાયલી હતી તે તો ઠીકજ હતું; પણ તેમ વળી દીની

બીખાજીબાને અદી સમજીને રીસાયલી હતી એટલે તેનાસે દીની રીસાય એ બી ઠીક નહીં હતું !

"તું કાંય તેનાસે બોલતી નથી?" અદીએ વાતમાં રસ લઇને પુછ્યું.

"તો શું કરે?" દીનીએ છણકો કરીને કહ્યું. "હું બોલાવા જાઉં તો બોલે નહીં કે પાધરી વાત નહીં કરે. એક સૌ કશાંમાં પાદરીની કાંની વાયજ કરી જાંણેચ. કંઇ એબલગામણા જેવો તો બની ગીયોચ !"

"હા, પણ હું તો તેવો નથી?" અદીએ પોતાની માંગણી રજુ કરી.

"હા, પણ તમે તો બુઢા છેઓ, ને વરી તેના બાવા છેઓ," દીનીએ દલગીરીથી કહ્યું.

"નહીં, નહીં, એમ નહીં," અદીએ સુધારયું; "હું એમ કેહેવા માંગુંચ કે ખરો અદી તું ફરયાદ કરેચ તેવો નથી. તે તો તુંને હજી બી ચાહેચ."

"હા, ચાહેચ, ધુર ને ધેફ્ર !" દીનીએ થોબરો ચઢાવીને કહ્યું. "એ તો કેહજે હું તો તુંને ઓરખતોજ નથી. બધા છોકરાઓ બી હવે તો એને નામે રરેચ. એકકેએક છોકરો કેહજે અદી ચારયો છે."

"તે એકેએક છોકરાના હું દાંત તોરી પારશ, "અદી આએ ઇનસલ્ટથી પોતે પોતાને વીસરી જઈ ખીજવાઈ પડી બોલ્યો, "મેં કે દાહરે ને કોણની ચારી ખાધી?"

"ઓ વાય?" દીની છછણી પડી બોલી, "તમે બી શું સમજ્યા સાંભરયા વગર અમથું ભેજાંનું દહી કરોચ જો? મેં ક્યારે કહ્યું જે તમે ચારયા છેઓ? હું તો તમારા દીકરાની વાત કરંચ!"

અદીએ પોતાની ભુલ જોઇ, ને તે ચુપ થયો.

"હવે અહીં કાંહાં મારૂં ખાસરૂં એના વગર બેસી રેહવુંચ," બેહેકેલી દીનીએ દીલનો ઉભરો કાઢી નાખ્યો. "એ નહીં બોલતો તો બલા લેતો. માકુ ચેન કેવો છે! હું તો હવે તેની સાથેજ વાત કરૂંચ."

"હં: ખબરદાર!" વળી અદેખો અદી આ નવા સમાચારથી ફફડી પડયો; "તે ગદ્ધાનું મોહત ગુમ્યુંચ કે તારાસે દોસ્તી રાખે?"

"ઓ લેરે, તેનું તમુને શું?" દીની બી હવે છેડાઇ પડી; "તમે કંઇ મારા જીવના ધણી બણી છેઓ કે? ખબરદાર જો ફરીથી મારા માણેકને એક ગાર બી દીધીચ તો. હં: જો વરી! લે ચાલો, ખીસી જાઓ મારાં માએ વાર જોતાં હોશે!"—ને દીની જખમી થયલા અદીની દયાથી દરકાર કરયા વના તેના પાસથી જતી રહી, ને તેની માયને જઇને મલી.

તેની માય બીખાજીબા (?) એ તેની દીકરી સાથે કરેલી પેલી ચેડી વાત સાંભળીને ઘણી અજબ થઇ, ને રખે એવા ચગડોલ બુઢા સાથે વાત કરવા દેવા ખાતર માણેકજી માસ્તર તેનાપર ગુસ્સે થાય તેથી ડાહાપણથી ચુકવ્યું કે "એ બધાં વીશે તું તારા બાપ આગલ કંઇ બોલતીજ ના."

બીજા હાથપર અદી આએ નાસીપાસી ને અપમાનથી એટલો ખીજવાયો કે છેરાયલાં ઉંટની પેઠે લાંબી લાંબી ફલંગોએ તે એકદમ સ્ટેશનપર ગયો, ને ટીકીટ કરાવી ફફડેલો ચટકેલો મુંબઈ જવા નીકલી પડયો.



## પ્રકરણ ૨૭ મું.

## મુશકેલાઓ અને ફત્તેહ.

હવે આપણે ફરી એક વાર આપણા કમનસીબ બીખાજીબા તરફ નજર ફેરવ્યે.

વાંચનાર યાદ કરશે કે તેવણનાં ગજવાંમાં હાલ વીસ રૂપ્યાની નોટ છે, કેમકે તેમના નાલાયક દીકરા અદીએ તેવણને દુલ્લું દીલ બતાવી એ રકમ આપી હતી, અને તેથી હવે તેઓનું સઘળું ધ્યાંન એકલા એકજ ખ્યાલ ઉપર રોકાઇ રહયું હતું, ને તે હયાંથી આજ ને આજ છુટ થઈ જવાનો ખ્યાલ હતો.

અદીનાં ગયા પછી તેઓ જ્યારે કલાસમાં જઇ બેહા ત્યારે પોરયાઓએ તેમને પજવવામાં કાંઇ બાકી રાખી નહીં. કોઇ તેઓના બાપે શું શું કહ્યું તે પુછવા લાગ્યું, કોઇએ તેઓનો બાપ કેવા સ્વભાવનો હતો તેપર ટીકકા ચલાવ્યા, કોઇએ તેઓની ને તેઓના બાપની ઠેકડી ચલાવી, ઇત્યાદી; પણ ભીખાજીબાના કાન તે સઘળી મસ્તી સાંમે બંધ અને બેહેરા હતા. તેઓનો સઘળો ધખારો ફકત ત્યાંથી નાહસી જવાની ગોઠવણો કરવામાંજ સમાઈ રહયો હતો.

પણ તેઓ શું સલાંમત નાહસી જવા પાંમશે? આજવેર હજારો હોનારતોએ તેમની એવી હજારો યોજનાઓ ને ઉમેદોનો ભંગ કરેલો છે, તો આજની એ તેમની જોખમભરેલી—જીવસતો સત ઉમેદમાં તેઓ પાર ઉતરશે?

સઘળી હીંમતની કીંમત છે, ને હીંમત એવી નાસીપાસી પેદા કરનારી લાગણી છે કે જ્યારે અગતકરીને તેને આપણી કુમકે બોલાવાની ફરજ પડે છે ત્યારેજ તે વધારે દુર નાહસે છે! ભીખાજી-બાને તો તેનો ઘણો અનુભવ હતો. તેઓ સેંહેંકડો વખત હીંમત કરી માસ્તરને સઘળી ખરી વાત કેહવા દોડયા હતા, ને સેંહેંકડો વખત તે સઘળું કેહેવાની પાધરી હીંમત નહીં આવવાથી છબરડો કરીને પાછા આવ્યા હતા!

હમણાં બી તેમજ થયું. તેઓ અહીંથી દરેક પલે નાહસવાની તૈયારી કરતા, ને દરેક પલે હીચકારાપણું તેમનાપર એવું સાબેત

ગાલેબ આવતું કે જોઇતી હીંમત ને સીફતની ગેરહાજરીમાં તેઓ તેમ કરી શકતા ન હતા !

અંતે સાંહજની છુટીનો ઘંટ થવા પછી તેઓ કલાસમાં એકલા હતા તે અરસામાં તેવણને યાદ આવી કે ચદણચાઇ અદુએ માસ્તરની ટેબલપર કાંઈ પોતાનું નામ કોતરેલું હતું તેની તેઓને ખબર આપી હતી. આથી તેઓ બીહતા ધ્રુજતા તે ટેબલ આગલ ગયા, ને તપાસ્યું તો ખરેખર ! ખાસ્સું વંચાય તેવું ખોલ્લે ખોલ્લું છરી વડે તે ટેબલપર નામ કોતરેલું હતું કે " આ ટેબલ અરદેશર ભીખાજીની છે." વળી કમબખ્તે તે દસકતો એટલા ઉંડા કોતરેલા હતા કે આજવેર તેપર માસ્તરનું ધ્યાંન નહીં ખેંચાયું એ એક અજાયબી—ખરેખર મોજેજોજ હતો !

પણ આજ વેર તેનું ધ્યાંન નહીં ખેંચાયું તો હવે પછીબી નહીંજ ખેંચાશે તેની જામીનગીરી શી ? ભીખાજીબા તેનો ખ્યાલ કરતાંજ ધ્રુજયા. નખ્ખોદગીયો માસ્તર એક તો તેઓપર જુદા જુદા સેંહેંકડો સબબથી ખીજવાઇ રહેલો હતો, તેવામાં જો તેનું એ ટેબ-લપરનાં કોતરકામપર ધ્યાંન ખેંચાયું તો પછી તો ખાનાખરાબીના પારાવાર ! તે કમબખ્ત હવે તો તેવણને મારયા વના મુકેજ શાંનો?

પણ હવે ત્યારે એ દસ્કતનો નાશ કેમ કરવો ? ભીખાજીબાની ગભરાયલી અકકલે તુરત એક રસ્તો સોહધી કાઢયો. તેઓ જઇને એક ચીકાર ભરેલો સાહીનો ખડીઓ લાવ્યા, ને કુઇલના પીછે પીછે તે કોતરકામના ગાલામાં તેઓએ સાહી પુરવા માંડી !

પણ નખ્ખોદ ! તેથી તો કામ સાંમું બેહેકયું ને બગડયું ! સાહી લગભગ પુરવા પછી તેઓએ જોયું કે નામ તો સામું વધારે ધ્યાંન ખેંચનારૂં થઇ પડયું. હવે તેથી સાહીપર ધ્રુજરાંની દોડાદોડ વચ્ચે તેઓએ બ્લાટીન લગાડી લીધાં, ને તેમ તે નહીં ભુસાયું ત્યારે

ટેબલને પાણીથી ધોઈ કાઢી. સારાંશ, રખેને કોઇ આવી જાય તેની ધાસ્તીની ધમાલમાં ભીખાજીબાએ એવો પેહેલાં નંબરનો ટેબલપર ઘોંટાલો કરી મેલ્યો કે માસ્તર કે કોઇ બી ટેબલવાલા ઓરડામાં આવે ત્યારે ત્યાં થયલી કચુંબરપર નહી ધ્યાંન ખેંચાતાનું બી હવે તો ખેંચાયા વના રહેજ નહી !

હવે તેથી ભીખાજીબા ખરેખર ઘણુા ગભરાયા. એક ખુંની ખુંન કરીને પોતાની છુરીના ભોગને દાટવાના પછાડા મારે ને તે મુરદું પાછું ને પાછું જમીનમાંથી ફુટી નીકલે તેથી તેને જેટલો ગભરાત થાય અને થવો જોઇએ તે કરતાં બચારા ભીખાજીબાને આ તેમની આદાંની સુંઢથી જરા બી ઓછો ગભરાત થયો નહીં.

પણુ એ ગભરાત તેવણુની યારીએ આવ્યો. એ ગભરાત વચ્ચે તેવણે જોયું કે ટેબલના સંબંધમાં આવો ભયભીત ઘોંટાલો કીધા પછી તેઓ ત્યાં રહે એ ખરેખર ભારે જોખમભરેલું હતું, અને તેથી જે થવાનું હોય તે થાય, પણુ હમણાં ને હમણાંજ ત્યાંથી તેઓએ નાહસી તો જવું ને જવુંજ.

બીજા છોકરાઓ ચોગાણુમાં રમતા હતા ત્યાં બધું ચોકકસ ને સલાંમત હતું કે નહી તે જોવા ને જોગવાઇઓ તપાસવા તેઓ બી હવે ચોગાંણુમાં ગયા.

સુર્ય અસ્ત પામી ચુકયો હતો, ને ઝઝકલું આખર થતાં લગભગ અંધારૂં થવા આવ્યું હતું, એવા અરસામાં ચોગાણુમાં રમત બી લગભગ પુરી થઇ હતી, પણુ રમત દરમ્યાંન કોઇનાં 'પસરવા' સંબંધી કાંઇ વાંધો પડયો હશે તેની હમણાં જુસ્તેજો ચાલતી હતી. આ જુસ્તેજોમાં એકેએક છોકરો રોકાયલો હતો, તેથી ભીખાજીબા માટે કોઇનું ધ્યાંન ખેંચાય એવું હતું નહી.

આ એક સોના મોહર જેવી તક હતી, ને ભીખાજીબાએ

દાનાઇથી તે હાથ કીધી. તેઓ તુરત જોડેના નાધલા દરવાજા આગલ ગયા. તે અલગોજ હતો. તે ઉઘાડયો, ને પછી આગલી બાજુ થઇને રસ્તાપર પડયા!

ફત્તેહ! ફત્તેહ!!

લડાઇના આજવેર થઇ ગયલા ને હવે પછી થનારા કોઇ માહા શુરવીર યોદ્ધાને એકાદ જબરી લડાઇમાં ફત્તેહ મેલવવાથી જેટલો હરખ ઉત્પન્ન થઈ શકે તેથી બેવડો ને ચોવડો વધારે હરખ અમારા ભીખાજીબાને થતો હતો. તેઓ હવે રસ્તાપર હતા—છુટાપણાંમાં છુટા હતા—ઘર તરફ જતા હતા—અને ત્યાં જઇ પેલા અદ્દીની કમબખ્તી કરનાર હતા! અમો તેમને ફત્તેહ ઇચ્છીએ છીએ, અને અમારી એ મુબારકબાદીમાં અમારો એકેએક વાંચનાર દીલોજાંનથી ભાગ લેશે એમ વીશ્વાસથી માન્યે છીએ.

પણ ભીખાજી નિશાળથી એક સો વાર દુર ગયા પછી ધીરજથી હવે એક ખુંણામાં વિચાર કરવા થોભ્યા. તેવણે જોયું કે એકદમ ટ્રેનપર જવાનું ઘણું જોખમભરેલું હતું. તેવણ એમ સ્ટેશનપર જાય, ને તુરત મુંબઇની ગાડી મલી જાય તો તો વાહ વાહ, પણ જો મુંબઇની ગાડીને વીલંબ હોય ને તેથી તેવણને સ્ટેશનપર ખોટી થવું પડે તો ત્યાં તેવણ સલાંમત રહે નહીં. થોડા વારમાં નિશાળમાં તેવણની નાહાસ પકડઈ આવશે, ને ત્યારે જે તેવણની ધડપકડની પેહેલી દોડ પોંહોંચશે તે સ્ટેશનપરજ પોંહોંચશે, વાસ્તે ગાડીના ચોક્કસ ટાઇમની તલ્લાસ રાખ્યા વગર સ્ટેશનપર જવું હેમકાત હતી.

આ ઉપરથી પોંહોંચેલબુટી ભીખાજીબા—જેવણની બુધ્ધી હાડમારીઓના અનુભવથી આ વખતે વધારે તીક્ષણ થઇ રહી હતી તેવણ—અંતે એક નવો રસ્તો સોહધી કાઢી શકયા. તેવણે ખ્યાલ કીધો કે રસ્તા ઉપરની એકાદ દુકાંણમાં જવું, ને કાંઇ ખરીદવાને

અસે ટાઇમટેબલ ત્યાં હોય તો ગાડીનો ટાઇમ જોઇ લેવો. એમ કરતાં જો જણાય કે હમણાંજ ગાડી મલી શકશે તો દોડીને સ્ટેશનપર જવું, ને નહીં તો સ્ટેશનપર જવાને બદલે સ્ટેશનની આસપાસ અંધારાંમાં ભરાઈ રેહેવું, ને પછીની ટ્રેનને ટાઇમેજ સ્ટેશનપર જવું.

એ ખ્યાલથી તેઓ એકાદ દુકાંણ તરફ ચાલ્યા. તેઓ ચાલતા હતા તે બાજુએ તહરેવાર દુકાંણોની એક હાર હતી, કે જે માંહેલી પેહેલીમાં તેઓ ધુસ્યા.

---

## પ્રકરણ ૨૮ મું

### નવી હરકતો—નવી નાઉમેદી.

તે એક પારસી રમકડાં અને પરચુટણ સામન વેચતો હતો તેની દુકાંણ હતી. ત્યાં જઇ ભીખાજીબા ગભરાઇ ગયા કે શું વેચાતું માંગવું તે તો તેવણ મનમાં નક્કી કરી મેલવાને વીસરી ગયા હતા, ને તેથી તેવણે લગાર ગભરાઇને ઉતાવલમાં કહ્યું કે "મને—મને એક મને—એક સ્ટીલપેનનું કાચનું હોલડર જોઇએચ."

ભીખાજીબાને લાગું કે તેવણ જેવા બુચાને એવીજ કાંઈ ચીજ માંગવી ઘટે, ને તેથી એ ઠીક ભાંણ આવ્યું.

પેલો દુકાંણવાલો ભીખાજીબાની ગભરાયલી અકળાયલી અદા ઉપર અચરત તો થયો, પરંતુ પછીથી તેમના આગલ તહરેવાર હોલડરોનો એક બાકસ મુકયો.

"તમે માણેકજી માસ્તરની સ્કુલમાં છેઓ કે?" ભીખાજીબા હોલડર પસંદ કરવાનો દેખાવ કરવા એમથી તેમ બધાં હોલડરો ગબડાવતા હતા ત્યારે દુકાંણદારે સેહેજ પુછ્યું.

પણ ભીખાજીબા આ સવાલથી ચોંકયા. "હું હું: હા, નહી,"

તેવણુ તોતરા બોબરા થયા; "તે સ્કુલમાં હું કંઇ જતો નથી. પણુ વારૂં તમે તાઈમટેબલ રાખોચ?"

"હા," તેણે કહ્યું, "મને ગાડીઓ મોંને છે. કોઇ મુંબઇથી આજકાલ આવવાનું છે કે કેમ? જોવોની, ખુદા તમોને સલાંમત રાખે તે એક ગાડી હવે ખરકીથી ઉપડેલી રાતના પોના નવ કલાકે અહીં આવશે, ને બીજી—"

"નહીજી, મને મુંબઇથી આવતી ગાડીનું કામ નથી," ભીખાજીબાએ બીહતાં બીહતાં કહ્યું, "હું તો–હું તો અહીંથી મુંબઇ જતી ગાડીને વાસ્તે પુછુંચ."

"હં:" તે દુકાંણુદારે તેનાં "હં:" પર ઘણો ભાર મુકીને કહ્યું—જાંણે કે તે ભીખાજીબાની મતલબ સમજી ગયો હોય તેમ; "પણ શું માણેકજી માસ્તરને ત્યાં ટાઇમટેબલ નથી?"

"નહી, ટાઈમિટેબલ તો છે," ભીખાજીબા ગભરાતમાં થાપ ખાઈ ગયાજ, "પણુ તે જુનું છે તેથી માણેકજી માસ્તરે ટાઇમ તમોને પુછવા મને મોકલ્યો."

"માસ્તરે ટાઇમ પુછવા મોકલ્યો," પેલાએ અનકાથી કહ્યું, "ને તું હમણાં તો કેહજે હું માણેકજી માસ્તરની સ્કુલમાં છેઉંજ નહી?"

ભીખાજીની છાતી બેસી ગઇ. તેવણુ આવા ઘોંટાલાની વકી ન રાખતા હતા. તેવણુના બીહીકણ્યા સ્વભાવે તેવણુને વળી ફસાવી દીધા.

"ચાલ નીકર, લુચ્ચા ચોર," તે દુકાણુદારે ગરબડાત કીધો, ને આપણા ભીખાજીબાનું હાડેહાડ ધ્રુજ્યું, "આવો કોઇ જુઠો ને ઠગારો દુકતો છે! હજી ભોંયમાંથી ફુટેચ તેટલાં એવો છે તો આગલ જતાં કેવોંક નીકરવાનો?"

"નહીંજી, નહીંજી, માફ્ કરોજી," ભીખાજીબા જે બોલાયું તે બોલ્યા, અને નામોશીની શરમથી લાલ પીલા ને આતશીયા થતા ગયા. "નહીંજી, ટ્રેન નથી જોઇતીજી, માફ્ કરજોજી."—ને તેવણુ ત્યાંથી નીચી મુસે ચાલી જવા કરતા હતા.

"વારૂં, ચાલ સબર કર," ભીખાજીબાની એ લાચારીનો હાલ જોઇ પેલા દુકાંણદારને દયા આવી તેથી તેણે ઠંડો પડી કહ્યું, "સબર કર, ને મને ખરેખરૂ જે હોય તે કેહે."

તેનાં એ બોલવામાં એટલી બધી તો સાદાઇ ને સચ્ચાઇ લાગી કે ભીખાજીબાએ તેણે જે કહ્યું તે સઘળું માન્યું, ને તેને જવાબમાં સઘળું કહ્યું. "માસ્તર મારાપર ઘણોજ જુલમ કરેચ," તેવણે કહ્યુ, "તેથી હું મારા બાવાને ઘેર જતો રેહેવા માંગુંચ."

"ત્યારે એમ પેહેલ્લેથી કેહેની," પેલા પારસીએ હસીને કહ્યું. "વારૂં ચાલ ત્યારે, હમણાં અરધા કલાકમાં એક ગાડી છે. તું ધીરે ધીરે જશે તોબી તે ગાડી તુંને મલશે. જા વેહેલો થા, ને જોરે, એમ કરતાં તું સપરાઇ જાય તો સાથે મારૂં નામ લઇ મને ના ફ્સાવતો, કેમકે એ ઇશ્કોલની મને સારી ઘરાકી છે, અને તેથી માસ્તર પોરયાઓને અહીં આવતા બંધ કરશે તો મારૂં ટટુ ચાલતું કુતી પરશે."

"તે વાસ્તે તમારે ફીકર નહીં કરવી, મેહેરબાંન," ભીખાજીબાએ કહ્યું. "તમારી આએ મારા સાથની સલુકાઇ તમોને શોભાભરેલી છે."

અને હવે વળી એક વાર ઉમંગથી ઉભાતી છાતી સાથે ભીખાજીબા સ્ટેશન તરફ્ ચાલ્યા—બલ્કે દોડયા. ઝાડો, ઘેરો, મોહલ્લા ને રસ્તાઓ વટાવતા તેઓ છેક સ્ટેશનની લગોલગ પોંહોંચ્યા—એટલે સુધી કે ત્યાં શનટીંગ કરતાં એંનજીનની ચીસો ને ગાડીના ખખડાતો વગેરે બી તેવણુના કાને આવવા લાગ્યું!

ઓ ખુશાલી ! ખુશાલી ! ! ખુશાલી ! ! !

હવે ભીખાજીબા એવડી ઉલટથી દોડયા, પણ દોડતાં દોડતાં —અરે કમનસીબ ! કોઈ ત્રણ દુકતાઓ હાથમાં હાથ ભેરવી ચાલતા હતા તેમનાસે અથડી પડયા !

તેઓ કોણ હતા ? કોઇજ નહીં પણ માકુ ચેન, પેસુ ભેંસ ને ખસરૂ ખીશકોલી !

વળી આ ભેટો બી કયાં થયો ? જ્યાં એક દુકાંણમાંની ભભુકદાર રોશણીએ તે રસ્તાપરનાં અંધારાંને હટાડી રસ્તો તેજસ્વી કરી દીધો હતો ત્યાંજ !

ભીખાજીબા આ નહીં ધારેલા સંજોગથી—નહીં વકી રાખેલા કમબખ્ત કમનસીબ મેલાપથી નીરાશ—નાસીપાસ—નાઉમેદ બની ગયા.

"અરે, એ તો અદી છે ?" પેસુ ભેંસને ભીખાજીબાનો આંચકો લાગ્યો હતો તેમાંથી સાવધ થતાં તેણે ભીખાજીબાનો હાથ પકડી કહ્યું.

"કેમ બચ્ચા, અત્યારે સ્ટેશન તરફ ઉતાવલમાં કાંહાં વટેચ ?" ખસરૂ ખીશકોલીએ ખરી વાતનો જરા બી વેહેમ લાવ્યા વના તેબી દમમાંજ પુછ્યું.

"હેં," ભીખાજીબાએ બની એટલી હીંમત બતાવી કહ્યું, "પણ બચ્ચાજીઓ તમે કહેશો કે તમે અહીં કાંહાં ઉતરી પરયાતા ?"

"અમે ?" માકુ ચેને કહ્યું, "અમે તો માસ્તરને વાસ્તે ગઇ કાલનું ટાઇમ્સ સ્ટેશન પર લેવા ગીયાતા. માસ્તરે તો મને એકલાને જવા કહ્યું, પણ મેં સાથે આએ બેઉને બી માંગી લીધા."

"ત્યારે હવે સેવક બી કેહે કે સેવક અહીં શું કરવા આયા તે ?" ભીખાજીબાએ જબરી હીંમત કરી સમયસુચકતા વાપડી.

"સેવકને બી માસ્તરેજ મોકલ્યો. માસ્તરે તમો લોકપર કેહવારયુંચ જે તેવણુને ટાઇમ્સ જોઇતું નથી. તમે લોક ક્રોનીકલ લેતા આવજો."

"ત્યારે પેહલેથીજ એમ બોંસની?" અને તે ત્રણે પોરયાઓ હસી પડયા. "ચાલો ત્યારે પાછા સ્ટેશન તરફ!"—અને હવે તે ચારે જણા સ્ટેશન તરફ ચાલ્યા.

પણ એ પોરયાઓ સાથની રકજીકમાં લગભગ પાંચ સાત મિનીટ વહી ગઈ હતી, ને તેથી મુંબઈની ટ્રેનનો ટાઇમ થયો હતો. એકાએક એજ વખતે "ટાંગ! ટાંગ! ટાંગ!" કરતો સ્ટેશન ઉપર ઘંટ વાગ્યો, ને ભીખાજીબાને સરપે ડંખ મારયો હોય તેમ તેવણ ચોંકયા. બીજીજ પલે અંધારાં વચ્ચે સ્ટીમનો એક સફેદ રેલો આસમાનપર મોકલતાં એનજીનના ધમધમાત વચ્ચે ટ્રેન સ્ટેશનમાં દાખલ થઈ તે ભીખાજીબાને દુરથી દેખાયું.

પેલા પોરયાઓ તો તાહેલાં કરતાં ધીમે ધીમે ચાલતા હતા. ભીખાજીબાએ ફકરમંદ થઈ તેઓ ભણી જોયું. એમ ને એમ ચાલતાં તો દસ મિનીટ જોઇએ, ને તેટલાં તો ટ્રેન ઉપડી બી જાય!

"હં: પેસુ, આપરે બધા દોરીએ તો કેમ?" ભીખાજીબાએ અંતે હીંમત પકડી દરખાસ્ત કરી; "મજેની કસરત થશે."

"છટ, હમણાં રાતપરી શું દોરે," પેસુએ તુચ્છકારથી કહ્યું; "અમારે તો નથી દોરવું. તારે જોઇએ તો તું કાંય નહીં દોરતો?"—અને તે ત્રણે પાછા પોતાની વાતમાં પડયા.

ભીખાજીબાને તો એજ જોઇતું હતું કેની? તેઓ બીજી વાર પુછવા થોભ્યા નહીં. બીજી પલે તો તેઓ વિજલીના વેગે તે ત્રણે પોરયાઓની હસાહસ વચ્ચે દોડયા!

દોડવા સામે તેઓએ જોયું નહીં. ગાંડા હાથી ને આંધળાં ઉંટની પેઠે દોડતાં તેઓએ કોણુને ટપકાવી દીધાં, કોણુકોણુને

ફ્રુચડી નાંખ્યાં, ને કોણુકોણુસે અડડી પડયા તે જોવા કે જાણુવા તેઓ થોભ્યા નહીં. તેઓ દોડયા! બસ તેઓ દોડયા! આંખ વી-ચીને દોડયા!!

અંતે સ્ટેશનની પગઠી આવી! શુગર તે સાહેબના, હજી ગાડી સ્ટેશનપર હતી, ને એનજીનનો બાફ એક ગુંગલાયલો ઘોંઘાટ ચલાવતો હતો. તે ઉપરાંત ગાડીનાં બારણું ફટાફટ ઉઘડવાનો ને ધપાધપ બંધ થવાનો અવાજ બી આવતો હતો.

ભીખાજીબા દોડતા આવ્યા તેવા ત્યાં થોભ્યા નહીં. તેઓ એક કુદકે ટીકીટઑફીસ તરફ ધસ્યા. સારાં નસીબે ત્યાં ભીડ હતી નહીં. ફકત એક બુઢી પારસણુ (જે ભેંસ જેવી જાડી ને ઠીકરાં જેવી કાલી હતી તે) ટીકીટઑફીસની આખી બારી રોકી ઉભેલી હતી, ને મોટે સાહદે કાંઇ ખુરદો ગણી લેતી હતી.

તે કોઇ વીધવા હતી. દીલમાં કાલી સાડી હતી, નીંદારવેસરનું માંથુંબાનું હતું, ને લોખંડની જારી ફ્રેમનો આંખમાં ચસમો હતો.

તે નખ્ખોદગઇ કાંઇ આએ ગાડીમાં જવાની નહીં હતી; તે તો પુનાથી ઉપર આગલ જવાની હતી, ને તે ગાડીને તો વાર હતો, તેથી ઘણું ઠંડે કલેજે ખુરદો ગણુતી હતી.

"મમાઇ, મોટાંમાય, ડોસાં, જરા ખસી જાઓ તો," ભીખા-જીબા તેના પાસ ગયા તેવા તેને નરમ આંચકો મારી કુતરાની પેઠે હાંકતાં હાંકતાં બોલ્યા.

"ઓ તું મરેરે, મુવો વાઉ!" તે ડોસાંનો મિજાજ જતો રહયો; "મુવો જાંણે ચૅક વટાવા જવાનો છે! મરી ગીઓ કોઇ આવો બી અસાંસતે જીવનો પોરયો છે! મુવાએ વરી હું છેક તેર આના વેર ખુરદો ગણી મેલીને આવી ને મને ભુલાવી નાંખી!" —ને આફતોની આફત! તે હઠીલી ડોસીએ તો ભીખાજીબાની

આટલી દોડાદોડપર જરા બી ધ્યાંન આપ્યા કે ત્યાંથી ખસ્યા વગર પાછો ખુરદો પેહેલેથી ગણુવો સરૂ કીધો।

"દૃષ્ખ્યાની મરૂં સીકલેર મારતર," તેણે કહ્યું, "આએ ઉંદર એક દોરીયાંકી ભુલ આવેયાચ. જોવ મરૂં, તુમ અમારે કુ ગણુવા લાગ્યા. આએ એક, બે, તીણુ, ચાર, એક આના હોવીઆ—"

ભીખાજીબાને તો એવો ગુસ્સો આવ્યો કે તે ડોસીને ઉંચકીને દેવાલસે અફાળીજ મેલે।

"કોઇ આનેકા હય?" એજ વખતે બાહેરના પ્લાટફૉર્મ પરથી ગાર્ડે પોકાર મારયો.

"અમ આતા હએ, મી૦ ગાર્ડ, આઇ એમ કમીંગ," ભીખાજીબાએ ગભરાતથી રગેરગ ધ્રુજતા કહ્યું,—અને પછી પેલી ડોસીના ગુસ્સાની દરકાર કીધા વના તેની બગલમાંથી માથું મારીને તીકીટવાલાને કહ્યું, "મુંબઇ; ફર્સ્ટ સીંગલ; જલદી, જલદી, પ્લીઝ."

"મરેરે મુવો દેવ!" પેલી ડોસી વળી ચસમો ઉંચો કરી ભીખાજીબા પર ડોલા કાઢતી વચ્ચે પુરાઇ; "મુવાને લીધે મારો એક ધબ્બુ નીચે ગબરી ગીયો!"

"પુના તુ બોંબે, સીંગલ," ટીકીટકલાર્કે તે માનીતી પ્યારી ટીકીટ આપતાં કહ્યું, ને પછી ભીખાજીબાએ જે વીસ રૂપ્યાની નોટ આપી હતી તેનો બાકીનો હીસાબ તેમને પાછો આપ્યો.

પણ અરે કમનસીબ! એજ વખતે "ટાંગ! ટાંગ!" કરીને ગાડી ઉપડાવનારા ઘંટના બે જોરાવર ઠોકા પડયા, ગાર્ડે "શુરૂરૂ!" કરી સીપતી વગાડી, ને એનજીને "ઊંઊઊ!" કરી ચીંચવાઇને સાદ આપ્યો, કે ગાડી પાણીના ધીમા રેલા માફક ચાલવા માંડી!

ભીખાજીબા, એમ છતાં, એક કુદકે કુદીને બાહેર પ્લાટફૉર્મપર દોડવા ગયા, પણ તે દરવાજા આગલ ઉભેલા બેહેરેમ સીપાઇએ "અબે કીદર જાતે હો જી !" કરી પાંખડું પકડી તેમને અટકાવ્યા, અને બારણું બંધ કરી લીધું.

ગાડી પકડવાની આટલી બધી વેદનાઓ કીધા ને ખમ્યા છતાં અંતે ગાડી ઉપડી ગઇ, ને તેને કટેરાઓ આગલ ઉભા રેહેતાં કટેરા વચ્ચે ચંપાઇને ચપટાં થયલાં નાક સાથે ઉપડી ગયલી જોવી એ આપણા ભાંગેલા નસીબના ભીખાજીબાને માટે કેટલું સેતમકારક હતું તે અમો સમજાવ્યે તે કરતાં વાંચનારેજ વિચારી લેવાનું છે. પેલા દુકતાઓનું નખ્ખોદ વલે તે તેઓ નહી મલતે તો ગાડી જરૂર મલતે—અને તેથી બી વધારે, પેલી રાંડ કોઇ ડોસી નડતી મરે તે જો નહી નડતે તોબી ગાડી ખચ્ચીત મલતે! તે ડોસી કે જેનો ખુરદો, ભીખાજીબાએ ઘણા ગુસ્સા વચ્ચે જોયું કે, હજી ગણવાનો પુરો થઈ રહયોજ ન હતો !

અંતે ગાડી ઉપડી ગઈ, ને તે સઘળી પસાર થઇ ગઇ ત્યાંવેર આંખોમાં આંસુ સાથે ભીખાજીબાએ તે જોઇ. તેવામાંજ પેલા ત્રણ પોરયાઓ—પેસુ ભેંસ, માકુ ચેન ને ખસરૂ ખીસકોલી જે પછવાડે ધીમેધીમે ચાલતા હતા તેઓ સ્ટેશનપર અદી (!) નાં કેહેવા મુજબ ટાઇમ્સ બદલીને ક્રોનીકલ લેવા આવી પોહચ્યા, ને ભીખાજીબા સાથે એકઠા થયા.

---

## પ્રકરણ ૨૯ મું.

## ભીખાજીબાની ઘેર પોંહાંચવાની વેદનાઓ.

"કેમ, આગલથી દોડી આવીને શું લુમકો ખાધો ?" પેસુ ભેંસે ગરીબ બચારા ભીખાજીબાની આંસુઓથી ભીજાયલી આંખો જોયા વના આવતાંને વાર કહયું.

"ધુર ને ધુમાસો," ભીખાજીબાએ ધુખરાયલા સાહદે કહ્યું, કેમકે ફક્ત એકાદ બે પલને ખાતર ગાડી પકડવાનું તેઓ ખોઈ બેઠા હતા તેના ખ્યાલથી પેદા થતી ખફગી અને નાઉમેદી તેઓ હવે છુપાવી શકતા ન હતા.

પણ ભીખાજીબાનાં સારાં નસીબે એ તેઓના ધુખરાયલા સાહદ અને રૂસાયલી અદાએ તે ત્રણ છોકરાઓ—પેસુ ભેંસ, માકુ ચેન ને ખસરૂ ખીસકોલી—માંના એકનું બી ધ્યાન ખેંચ્યું કે રોકયું નહી, ને તેથી તેઓ સઘળા ખરા બનાવોથી બીલકુલ બે-ખબર સ્ટેશનપર ઑફીસમાં ગયા. વાંચનાર યાદ કરશે કે તેઓ ત્રણને તો માસ્તરે પોતા વાસ્તે સ્ટેશનપર "ટાઇમ્સ" લેવા મોકલ્યા હતા, પણ તેઓને ભીખાજીબા સાથે અચાનક મેલાપ થતાં જ્યારે તેવણ તે તરફ શું કામ જતા હતા તે તેઓએ જાણવા માંગ્યું, ત્યારે ભીખાજીબાને બીજું કાંઇ નહી સુઝવાથી એમ અડાવી દીધું હતું કે માસ્તરે કેહેવરાવ્યુંચ જે 'મને ટાઇમ્સ નહી જોઇએ ને ક્રોનીકલ લાવજો !' ભીખાજીબાએ પ્રથમ તેઓનો સ્ટેશન તરફ જવાનો સબબ જાણવા માગ્યો હતો, અને જ્યારે તે સબબ જાણ્યો હતો ત્યારે પોતાનાં તે તરફ આવવાનાં કારણમાં એમ પાટયાં ગોઠવી દેવાની તેમને સમયસુચકતા સુઝી હતી. ગરીબ બચારા ! તે વખતે તો જાણતા હતા કે તેમને એમ હાથતાલી આપી તેઓ ત્રેનમાં ઉપડી જશે, પછી ટાઇમ્સને બદલે પોરયાઓ ક્રોનીકલ લઈ જશે તોબી કોઇ કશું કરી શકશે નહી; મગર એ તેઓના ખ્યાલમાં તેઓએ થાપ ખાધી, કેમકે ત્રેન તો ચુકી ગયા, ને તેથી આ ત્રણ નાથલા દેવોની બાંહેધરી હેઠલ તેઓને પાછું માસ્તરના બસમાં જઇ પડવાનું હતું !

તેઓ ચારે જણા હવે સ્ટેશનની ઑફીસમાં ગયા ને ત્યાં 'ટાઇમ્સ' પાછું આપી ક્રોનીકલ લીધું. એ વખતે ભીખાજીબાએ ઘણું બી

ચાહયું કે એ 'આદાંની સુંઠ' થતી અટકાવે, પણ હવે બોલ્યું અબોલ્યું કરી હમણાંજ વાત વધારવા તેવણની હીમત ચાલી નહી, ને તેથી જે બને તે ખરી એમ સઘળો આધાર ખુદાને સોંપી તેઓ ચુપ રહયા.

તે પેપરોની બદલી થઇ ચુકી, ને હવે તે ચારે પાછા સ્કુલ તરફ ચાલ્યા. ભીખાજીબાને ચાલતાં લપેડા આવતા હતા, પણ બીજો ઉપાય—બીજું બાહાણુંજ નહી હાથ આવવાથી તેઓને બી તે ત્રણેની હરોલમાં પાછું ફરયા વના ચાલ્યું નહી; અને તેઓ જ્યારે સ્ટેશનમાંથી પાછા જવા નીકલ્યા ત્યારે બુકીંગઑફીસ આગલથી પસાર થતાં ભીખાજીબાએ ગુસ્સાથી ઉકળતી છાતી વચ્ચે જોયું કે રાંડ પેલી દબરી ડોસીનો ખુરદો હજી ગણાઈ રહયોજ ન હતો! ભીખાજીબાએ, તેથી, ટીકીટ આપનારા તે બુકીંગ કલાર્કની ધીરજપર મનમાં આફરીન કીધી, કેમકે આ કાતરયાંની ઘસેલી ડોસીને હજી તે પટાવીને સમજાવતો હતો. ડોસી હવે રકજીક કરતી હતી કે તેણે આપેલો એક ધબ્બુ ખોટો હતો, વાસ્તે તે તેણે બદલી આપવો! દુન્યામાં એ ડોસીની કીસમનાં પાકવીને પલેઠર કરનારાં આસામી-ઓ બી કેટલાં હશે!

"કેમ અદી, સ્ટેશન તરફ જતી વખતે વરી એમ દોરવાનો આજે શું તુંને પવન થઇ આયો?" માકુ ચેને રસ્તે જતાં પાછી વાત કાઢી.

"નહીં, હું મકુજે જરા કસરત થશે," ભીખાજીબાએ અવલ આપેલા સબબને વલગી રેહતાં કહયું.

"અરે કસરત કોણના બાપની લેવા જાય?" ખસરૂ ખીસ-કોલીએ ફફડીને કહ્યું; "આપરે કંઇ એમ દોરીને વગર ફોકટનાં હારકાં પાસરાં દોડરાં કરયે નહીં. હા, જો કંઇ પાવલા અરધાની સરત લેવાય તો હું દોરૂં."

ભીખાજીબાની આંખો આ સાંભળતાંજ ખુશીથી પાછી ચમકી નીકળી.

"એમ છે ?" તેઓએ આશા નવી રવેસે તેમનાં જીગરમાં તાજી કરતાં કહ્યું. "ત્યારે ચાલો, આપરે અરધા અરધાની સરત બકીએ. છે કબુલ ?"

"પણ તારા પાસ અરધો બરયોચ કાંહાં જે ?" પેસુ ભેંસે વાંધો ઉઠાવ્યો.

"હેં, એમ તે શું તારાં મનમાં તું ચાએ પીએચ ?" ભીખાજીબાએ આ ઇનસલ્ટથી ગુસ્સે થઈ કહ્યું, ને સૌની ખાતરી કરવા ગજવાંમાંથી એક અરધો ખેંચી કાઢી બતાવ્યો.

આ રૂપાંનાણુંએ કરી સર્વનાં આંગમાં ગરમી આવી, ને સૌ દોડવા તૈયાર થયા.

"હવે સરત એમ," ભીખાજીબાએ જ્યાં ત્યાંથી આ પોરયાઓને ખેરવવાનાં પાટયાં ગોઠવ્યાં, "સરત એમ, કે હું 'વન–ટુ–ને થ્રી !' કરીને બોલું કે આપરે ચારે જણા દોરવા માંડયે, ને જે સ્કુલપર જઇને પહેલ્લો ઉભો રેહે તે એક અરધો રૂપીઓ જીતે !"

આ વાત બધાને ગમી, ને તેથી ચોક્કસ પગલાં માપી તેઓ એક હારમાં એકેકને પકડી ઉભા રહયા, ને અકેક (જમનો) પગ આગલ કાઢયો. ભીખાજીબા બી આ ચીલબુલી રમતમાં ઉમંગથી સામેલ થયા, ને પછી ગોઠવાઇ રહીને મોટે સાહદે તેઓએ "વન–ટુ એન્ડ થ્રી !" કરી પોકાર મારયો, કે કમાનમાંથી છુટેલા તીરની પેઠે તે ત્રણ દેહેકાંણી પોરયાઓએ આંખ વીંચીને દોડવા માંડયું !

ભીખાજીબા બી પ્રથમ તો થોડું એક વેર તેમના સાથ દોડયા, પણ પછીથી ધીમા પડી ગયા, ને રફતેરફતે તેમની નજર ચુકાવી બાજુ થઇ ગયા.

ત્યારબાદ પોતે એક ખુંણામાં અંધારાંમાં સંતાઇ રહી તેઓએ તે ત્રણ દુકતાઓને દીલમાં આવ્યું હોય તેમ દોડતા જોયા. બતી આગલથી પસાર થતાં તે ત્રણેના દોડતા આકાર તેમને નજરે પડતા, ને વળી તે બતી આગલથી દુર થતા કે તેઓ દેખાતા બંધ પડતા. એ રીતે જ્યાંવેર તેઓનાં દુર ને દુર વધ્યાં જતાં પગલાંના અવાજ સાથે તેમના આકારો વટીક દેખાતા બંધ થયા, ત્યારે વળી ફત્તેહની કાંઇક ખુશાલી સમેત ભીખાજીબા સ્ટેશન તરફ ઉતાવલે પાછા ગયા.

મુરદાં બેહેસ્ત જાઓ કે દોજખ તેની તેમને દરકાર ન હતી. તેઓએ મંડાવેલી સરતમાં તે ત્રણ દુકતાઓમાંથી કોણ જીત્યું તે જાંણવાની તેઓને જરા બી કાલજી ન હતી. તેઓની મકસદ તો માત્ર એ રીતે તેમને ખેરવવાનીજ હતી, ને તેમાં તેઓ નહીં ધારેલી રવેસે ફાવવા ને ફત્તેહમંદ ને ભાગ્યશાલી નીવડયા તો હવે પોતાનું શું કરવું તે ઉપરજ તેઓએ ધ્યાંન લગાડયું.

તેઓએ સ્ટેશનપર જઇ ટાઇમટેબલનું મોટું પાટીયું બાંકપર ચઢીને વાંચ્યું, ને તેઓને રોશન થયું કે બીજી બી એક ગાડી આજે રાત્રે મુંબઈ જનાર હતી, પણ તેને હજી ૧ાા કલાકનો વીલંબ હતો!

હવે એ દોઢ કલાક ગુજારવો કેમ ને કયાં? જો સ્ટેશનપર ગુજારે તો નકી પકડાઇ આવે, કેમકે તે પોરયાઓ સ્કુલમાં પોંહોંચતાંજ ક્રોનીકલ ને ટાઇમ્સને લગતા ગોટાલાથી તેમજ બીજા અનેક સબબોથી તેમનું પાપ પકડાઇ આવવાનું, ને તેથી તેમની ધરપકડની જે પેહેલી દોડ થાય તે સ્ટેશનપરજ પોંહોંચે! બીજા હાથપર જો સ્ટેશનની આસપાસ રસ્તામાં ભટકીને એ વખત કાઢે, તો તેમાં બી પકડાઇ આવવાનો જોખમ હતો. દુકાંણોમાંની રોશની, રસ્તા ઉપરનાં ફાંણુસો કે એવી કોઇ બી રવેસે દેખઈ આવીને સપડાઇ જવાયા વના રેહેવાએજ નહીં. વળી જો સ્ટેશનથી કેડે દુર નીકલી જાય તો તેમની પાસે ધડીઆલ ન હતું—વખત માલમ નહીં પડે ને એ બીજી

ટ્રેન બી કદાચ ઉપડી જાય, અને એ રીતે બીજી ટ્રેન બી જો છટકી ગઇ તો ખાનાખરાબીનાજ પારવાર કેની ?

તેઓ વિચારમાં ને વિચારમાં આખો પ્લેટફૉર્મ ચાલ્યા. તેઓને કોઇએ જોયા નહીં. ટ્રેનને વીલંબ હતો એટલે પ્લેટફૉર્મની બાજુપર કશી બી ધમાલ હતી નહીં.

પ્લેટફૉર્મ આખો પુરો થતાં મેદાંનમાં ઉતરવાનો ઢલાવ આવ્યો કે જેની હેઠાંણ માંહેલાં ઘાસ ને કાદવનાં પાંણીમાં દેડકાઓ ને કુસારીઓ કાંનને થાકવીને કંટાલો ખવાડનાર એકનોએક અવાજ કરતાં હતાં. તે ઢલાવ આગલ આવી ભીખાજીબાએ જોયું કે બાજુમાં અંધારાંમાં કાંઈ માલનાં ખાલી ગાડાં પડેલાં હતાં. આ જેવી જોઇએ તેવી તક હતી ! ભીખાજીબાએ ખ્યાલ કીધો કે એ ગાડાં હમણાં ને હમણાં જોડવાનાં તો હોયજ નહીં, વાસ્તે તેમાં જો જઇને ભરાઈ બેસાય તો ટ્રેન આવવાનો ટાઇમ બી બરાબર ખબર પડે, ને તેને પકડવાને આવનારા તેના શત્રુઓ તેને કદી બી પકડી કાઢી શકે નહીં.

આ વિચાર તેઓએ ઘણો મુબારક માન્યો, ને ભરાવાની એવી સલાંમતીભરી જગ્યા શોહોધી કાડવા ખાતર તેઓએ પોતાનાં તાલેનો તેમજ ખુદાનો ઉપકાર માંન્યો. તે પછી તેઓ સંભાલથી પ્લેટફૉર્મ ઉતરી હેઠે મેદાંનમાં ગયા, ને પાટાઓના નીકલેલા ફાંટાઓમાંના એક ઉપર પાંચ સાત ગાડાં પડેલાં હતાં તે માંહેલાંએક પર મુશકેલાઇએ ચઢીને તેમાં તેઓ જઇ ભરાયા !

---

## પ્રકરણ ૩૦ મું.

### ઘર પોહોંચવાની વેદનાઓ. ( ચાલુ ).

તે કોલસાનાં ગાડાં હતાં. તેમાંથી કોલસો કાઢી લીધેલો હોવાથી જોકે હમણાં તો તે ખાલી હતાં, તોબી કોલસાની મેસથી ને કાદવ

કચરાથી તે લપટાયલાં હતાં. એમ છતાં બચારા ભીખાજીબાએ તે બી ગનીમત માન્યું. કપડાં ખરડાયાં ને હાથ પગ ને સઘળું આંગ કાદવ કોલસાથી લપેટાયું તો બરજાંહનમ, પણ ટ્રેન આવે તેટલાં હયાં જો ચુપચુપ મરી રેહેવાય તોબી બસ!

તેઓ નિરાંત કરી બેઠા. સ્કુલમાંથી નાહસ્યા પછીથી તેઓ કેટલી જુદી જુદી પ્રકારની તનની તેમજ મનની રંજમાંથી પસાર થયા હતા તે વાંચનાર વીગતે યાદ કરવા તજદી લેશે તો તેવણ કેવા થાકીને સુસ્ત થઇ ગયલા હોવા જોઇએ તેનો તેને સેહેલ ખ્યાલ થશે. એવા થાકીને લોઠપોઠ થયલા તેવણ તે ગાડાંમાં પલાંથો મારીને બેસી ગયા—બલ્કે અરધા સુતેલા લેટી પડયા તેમાં અચરતી કશી નથી.

પણ તેઓને નીરાંત કશી ન હતી. હયાં એકાંતમાં બી તેઓ ઘોંઘાતથી કાંઇ અલગ ન હતા. માથાં ઉપર તારના તારો "ઘું ઘું" અવાજનો એક ઘોંઘાટ મચાવતા જતા હતા, ને હેઠે ઘાસમાં, અમોએ ઉપર કહ્યું તેમ, દેડકાઓ વગર થાકવેતું એક 'કટ–કટ' ચલાવતા હતા, એટલે બચારા ભીખાજીબાનાં ભેજાંનું જાંણે જરા વારમાં દહી થઇ ગયું! પણ એ બધું તે ગંધીલાં ગાડાંઓએ બક્ષેલી બેમુલી સલાંમતીની નીરાંત આગલ બીલકુલ બેહસાબ હતું, અને ભીખાજીબા એટલીજ દુવા ચાહતા હતા કે ટ્રેન આવે તેટલાં એટલી નીરાંત તેઓને વાસ્તે સચવાઇ રહે.

પણ નહીં! ભીખાજીબાનાં પુટેલાં કરમમાં એવી નીરાંત સરજેલીજ ન હતી. તેઓ અરધો કલાક એ રવેસે "ખુદા—ખુદા" કરતા પડયા હશે, તેટલાં સીગનલ બૉકસમાં તારના ઘંટના બે જીના થોકા થયા, અને કોઇએ-ઘણું કરીને સ્ટેશનમાસ્તરે—પ્લાટફૉર્મપર નીકલી બુમ મારી, "ચલા, માધ્યા શીતારામ, કાંનું, તે વર જાએચી ગારીલા તો સા વાગન જોરન ડેઆલા પાએજે, તે માહીત આહે કાય?"

"હોય, સાહેબ, હોય," કરીને કોઇએ સાહાદ આપ્યો, ને પછી

પ્લાટફૉર્મનો જે ઢલાવ ભીખાજીબા ઉતરી આવ્યા હતા ત્યાંથીજ ભીખાજીબા હતા તેજ બાજુએ બે ત્રણુ આસામીઓનાં ઉંધાડાં પગલાં આવવાનો સણુસારો થયો.

"તોજ કે નાય ?" આવી પુગતાં તેઓમાંથી એકે તેના સાથીઓને સવાલ કીધો.

"હોઈ," બીજાએ જવાબ દીધો; "માધ્યા, તુહમી માંગે રાહા. ચલા સીતારામ. હેલામાલી હોઇસા !" ને ભીખાજીબાએ ધ્રુજતી છાતી વચ્ચે જોયું કે તેઓ જે ગાડાંમાં હતા તે ગાડાંએ તો તેને લટકતી સાંકલોના ખણુખણુાત વચ્ચે ચાલવા માંડયું !

નખ્ખોદ ! આ શું વળી નવી મોહકાંણુ ? મુંબઇ તરફથી ધસારાબંધ ગાડી આવી લાગશે તેને જો એ ગાડાં જોડી દીએ, ને ભીખાજીબા અંદર રહીં જાય તો મુંબઈ જવાને બદલે સાંમુ મુંબાઇથી જાસ્તી દુર જવાનું થાય !

અને વળી તેઓ પ્રગટ બી કેમ પડે ? તેઓ તે પોરટરોને ગાડાંમાં કેમ આવી ભરાયા તેના બચાવમાં કહે બી તે શું ? સઘળી જીવસતોસત ગભરાતની પલો હતી, ને ભીખાજીબા પોતાના જીવને હજારો કદુવા માંગતા તે ગાડાંમાં ધ્રુજવા પડયા.

એટલામાં તો તે સીહા રાતની શાંતી વચ્ચે દુરથી ઝપાટામાં આવતી એક ટ્રેનનો ધમધમાત પણુ કાંને આવવા લાગ્યો, ને વળી જરા વારમાં તેણે એક સીપતી આપી તેનો બી ઉંડો સાહદ આવ્યો ! હવે ત્યારે એક પલ બી ખોહવાની ન હતી. વખત જતો હતો તેમાં ત્રેન આવી પુગી તો ભીખાજીબાની પુરી કમબખ્તી, કેમકે તે ત્રેનમાં જો તેઓ પુનાની ઉપર ધસડાઈ ગયા તો માસ્તર અદીને બી સગવડથી ખબર કરે, ને સંધા એકઠા થઇને એવી રીતે કાવત્રું કરે કે તેવણુ ઘેર જવા પામેજ નહીં !

એટલાવાસ્તે જેમ તેમ હીંમત કરી તેવણુ તે ગાડાંમાં ગુઠણુપર ઉભા થયા, ને બાહેર ડોકાવી બીહીધેલા દધાયલા સાહાદે અટકલે બોલ્યા, " માધ્યા, ઓ માધ્યા ! " પણુ બીજી પલે તેવણુનું હીચકારાપણું પાછું તેવણુપર ગાલેબ આવતાં તેવણુ ડપ દઇને પાછા બીહીતા ધ્રુજતા ગાડાંમાં ફ્સડાઈ પડયા.

બીજા હાથપર સંજોગ એવો થયો કે ભીખાજીબાવાલાં ગાડાંને જે હડસેલી આપતો હતો તે માધ્યોજ હતો ! તેણે ગાડાંમાંથી તેનું નામ પોકારાતું સાંભળી ચમકીને ઉંચે જોયું, ને ભીખાજીબાનો કાદવ કચરા ને મેસથી લપટાયલો ચેહેરો જોઇ અંધારાંમાં તે તેવણુને ભુત સમજ્યો ! વળી તેના એ હેમક ખ્યાલને ભીખાજીબા ફ્કત નામ પોકારી પાછા ગાડાંમાં તુટી પડયા તેથી વધારે ઉત્તેજન મલ્યું, કેમકે તેને લાગ્યું કે ભુતમામા તેનાસે ચાલા કરતા હતા, ને નામ પોકારી અલોપ થતા હતા !

આથી તે બાપડો ધાસ્તીથી બોબરો તોતરો થઈ ગયો ! "સી—સી—સીતારામ, ઇઠે એયા બા લ—લ—લવકર એયા. મ–મમાલાતરી ખવીસને પોકારલા. અમી ગુપચુપ તે ચલાવતે હોતે તેનચે મદી ' માધીયા-માધીયા ' કરી પોકારૂન અમચી ઠેકડી કીલી, ને મંગ અલોપ જાલે ! "

"કાય ગોરટી સાંગતોશ રે તુમી ? " સીતારામ કે જે માધ્યાનો આ ગભરાત જોઈ કાનુ સાથે પોત પોતાનાં કામ તુરત વેલા પડતાં મુકી ભીખાજીબાના ગાડાં આગલ આવ્યો હતો તેણે માધ્યાનાં હીચકારાંપણુંપર ગુસ્સો બતાવ્યો.

" આઈ સપત, મી ખરી સાંગતોશ ! " માધ્યાએ બચાવ કીધો. "અસે કાલે હોતેશ કે તેનચા તોંદા પરયંત મી પાયાલા

નહીં શકને. માલા તરી લઈ ડર લાગતોશ. અમાલા એ નોકરી નહીં પાયજે. અમી ધરી જાતોશ."

"અરે પણુ પાહાયલા તો પાહીજે કે આંતમદી કોણુ આહે?" હવે કાનુએ હીંમત ચલાવી; "ખસ, મી બગતો."—અને કાનુ સાંકલપર થઇને ગાડાંમાં ચઢયો, ને અંધારામાં થથોસીને ભીખાજીઆ મીનનું પુતલું હોય તેમ તેવણુને ઓચીમાંથી પકડી બાહેર ખેંચી કાઢયા, તથા બીજાઓની મદદથી હેઠે ભોંયપર ઉતારયા.

ગરીબ બચારા ભીખાજીઆ ! તેવણુની તો ધાસ્તીથી છાતીજ બેસી ગઈ. શું બોલવું તે તેવણુને સુઝયું નહીં. તેવણુની જબાંજ ઉપડી નહીં !

હવે માધ્યાને બી હીંમત આવી, ને તે ત્રણે ભીખાજીઆ આગલ વાંકા વલ્યા.

"તુમ્હી કોણુ આહેરે ?" સીતારામે પુછ્યું.

"અરે કોણુ આહે કાય ?" કાનુએ ગુસ્સો કીધો, "લોફર હાય, લુચ્ચે આહે, આંણુખી કાય ? લોફર તરી આણી લુચ્ચા તરી નાએ હસ્તીલ તર ઇકરે ગાડી મદી નીજાયલા કસા એલ ?"

"ઘેઉન ચલા માસ્તર જવલ," સીતારામે દરખાસ્ત કરી; "પોલીસાંત પાઠવુન દેશીલ કી જાલા. તો આતાં ગારી એશીલ."

"નાહીં, નાહીં, સબુર કરાવા," હવે માધ્યો કે જેની તમામ ફીકર દુર થઇ ગઈ હતી તેણે ભીખાજીઆની પક્ષ ખેંચી; "કોણી ચાંગલા મનુષ્ય દીસતો. ઇકડે બધા, તો કોણુ પારસી આહે."

પારસી, બારસી આમ્હી કાંઈ સમજતેસ નાહી," કાનુએ જીદ લીધી. "ત્યાલા ઇકડે એઉન નીજાયલા કાંહી જરૂર નાહી હોતી. તુમી પકર સીતારામ ત્યાલા, જાઉં નકો દેહાં. ચલ માધ્યા એયા, તો ગાડી આલી."

સીતારામે, એ ઉપરથી, ભીખાજીઆને એક જમાદારની સઘળી અદા ને ઢપછપથી બાજુમાંથી પકડી બાજુ ઉભા કીધા, ન માધ્યો ને કાનુ તે આવી પુગેલી ગાડીને મજકુર ગાડાં જોડી આપવામાં રોકાયા.

તે કામને બહુ વીલંબ થયો નહીં. જેઓના હાથમાં જે જાતનું કામ રાતદીન રમી રહેલું હોય છે તેમને તે કામ આટોપી લેતાં કાંઇ વીલંબ થતો નથી, કે જ્યારે બીજાં ત્રાહીત માણસોને તે કામ વધારે મુશકેલ ને વખત લેનારૂં બેશક લાગે. એટલાવાસ્તે થોડા વખતમાં તે ગાડાં લઇને માલ ગાડી ઉપડી ગઇ, ને પછી કાનુ ને માધ્યો પાછો ભીખાજીઆ તરફ આવ્યા, કે જ્યારે ત્રણુ કુંડાલું કરી ઉભા રહયા, ને ભીખાજીઆને એક કેદી તરીકે વચમાં ઉભા કીધા.

---

## પ્રકરણ ૩૧ મું.

### ઘેર પોંહોંચવાની વેદનાઓ. ( ચાલુ ).

"બાપુ, તુમ્હી લોક આમ્હાલા સમજતેસ નાહી તર મી કાય સાંગાવ?" ભીખાજીઆ તે ત્રણુ પોરટરો આગલ હવે કગરી પડયા. "અમચા માસ્તર લઇ ખરાબ હાય, તેનચે સાતી અમી તેનચી ઇરકોલમદીસી ભાગુન જાયલા આલે, પરંતુ ગારીલા અવકાશ હાય ને તેવરે વખત માજા માસ્તર ઇઠે એઉન માલા પરત ઘેઉંન જા-એલ તેનચે સાતી અમી ઇકડે એઉન બસલા. પણુ બગા, જો તુમ્હી લોક ગાડી એસીલ તેવડા વખ્ત અમાલા કુનીકડે ભરાયલા જાગા દાખવસીલ તો મી તુમ્હાલા એક એક રૂપાયા દેસીલ."

એ એક રૂપ્યાની વાતથી તે ત્રણે પોરટરો લલચાઇ ગયા, અને તે ફુટયાંની લાલચથી તે હવે ત્રણેને ભીખાજીઆ "લઇ ચાંગલા મનુશ" દેખાવા લાગ્યા! તેઓએ તુરત પોતાવચ્ચે કાંઇક મત કીધું, ને પછી રૂપ્યો રૂપ્યો માંગી કાનુ ને સીતારામ ચાલતા થયા,

કે જ્યારે ભીખાજીબાને માધ્યાએ પોતાના ખાસ ચાર્જ ને આશરા હેઠલ લીધા.

"શેઠ, એયા તુમી અમચી સંગાત," માધ્યાએ કહ્યું. "તુમી લઇ ચાંગલે મનુષ્ય આહે. તુમચ્યા માસ્તરચ્યા બાપ એસીલ તર તેબી તુંમાલા નહીં પાયલા શકેલ અસે મી તુલા બંધ કરતોશ, ને માગારી ગારી જવાં એસીલ તરજ મી તુલા બાહેર કાઢીલ. હાએ ચાંગલા?"

"લઇ ચાંગલા," ભીખાજીબાએ માંથે આવેલાં સંકટનું એ નવું વાદળ એટલું આસાંનીથી વીખેરાઇ ગયું તેથી તેમજ આ નવી ગોઠવણથી રાજી રાજી થઇને કહ્યું.

તે પછી માધ્યો ભીખાજીબાને પાછો પ્લાટફૉર્મપરથી સ્ટેશનપર લઇ ગયો, ને ત્યાંથી એક નાધલા રૂમમાં લઇ જઇ એક ભાગી તુટી કબટ ઉઘાડી. "ઇઠે બગા," માધ્યાએ ભીખાજીબાને કાંને લાગી કહ્યું, "એ અમચી કબાટ હાએ. તે મદી અમી લોક કચરા કારાયચે ઝાર, આની બતી પુસાયચ્યા કાપડ, આની ગ્લાસતેલચી બતીઓ ઠેવટેશ. લઇ ચાંગલા હાએ, તુંમી જા આંતમદી. ઇઠે કોણીતરી તુંમાલા પાહાયચા નાહી."

ટુંકમાં, આ કબટ સ્ટેશનોપર હોય છે તેવી ફક્ત કેરોસીન તેલના ડબ્બા ને સાવરણીઓ તેમજ તેલના દબ્બા તુછવાનાં મેલાં ચીંઠડાં લટકાવાની અખંડ (ફાંડીયાં વગરની) એક મોટી કબટ હતી. તેમાંથી જે વાસ આવતો હતો તેમાં કેરોસીન તેલનો વાસ સરદારી ભોગવતો હતો—બાકી કાદવ કચરાનો વાસ બી જેટલો જોઇએ એટલો હતો—નહીં એમ નહીં.

પણ વળી એ બી ગનીમત ! ભીખાજીબાએ જોયું કે ઘેર જવાની સલામતી આગલ એ બી કુચ્છ હસાબમાં ન હતું. કાલસાએ

કાલા થયા તો કેરોસીન તેલે લપટાવામાં બગાડ વધ્યો શું જે તેની વાત ? ઓખી ભીંગા ને ઓખી ભીંગા !

ભીખાજીબા વગર આનાકાંનીએ કબાટમાં ભરાયા, ને માધ્યાએ તેવણુ સગવડથી ઉભા રહી શકે વાસ્તે ફાણુસો ને સાવરણીઓ એક બાજુ કરી તેમને જગ્યા કરી આપી. તે પછી માધ્યાએ કબાટ બંધ કીધી, ને બાહેરથી તાલું મારયું.

ભીખાજીબા ભરાયા ને માધ્યો હજી તો કબાટ આગલથી ખીસ્યો નહીં તેટલાં બાહેરથી કમબખ્ત માણેકજી માસ્તરનો અવાજ આવ્યો. તેના અવાજની અદા સઘળી ઘણી ગુસ્સાભેર હતી. તે ધસારાબંધ આવેલો જણાતો હતો. "સ્ટેશનમાસ્તર કીદર હએ ?" તેણે આવતાંને વાર પોતાના સરેસ્તાના રોબથી પોકાર મારી ત્યાં ઉભેલા પરદેસી સીપાઇને પુછ્યું, "અમ સ્ટેશનમાસ્તરકુ જલદી મંગતા, બોલા લેઆ."

"કોણ હએ ?" તેજ વખતે ભીખાજીબાને હવે સ્ટેશનમાસ્તરનો સાહાદ આવ્યો.

"હોલો, ગુડ ઇવનીંગ, મી૦ સ્ટેશનમાસ્તર," અને હયાં માસ્તરે ઇંગ્રેજીમાં 'ટાક' ચલાવી; "તમે મને પીછાંણુતા તો હોશો. હું હયાંની બોરડીંગ સ્કુલનો હેડમાસ્તર ને માલેક છઉં. મારે ત્યાંથી એક બેઅદબ દુકતો અહીં આજે સાંહજનો નાહસી આવેલો છે."

"ખચ્ચીત ?" સ્ટેશન માસ્તરે અચરતીમાં પુછ્યું.

"હા," માણેકજી માસ્તરે કહયું. "તે હજી અહીં એટલામાંજ કેઠે હોવો જોઇએ, ને મારે તેને પકડવોજ જોઇશે. તમે જોયોતો તેવા એકાદ પોરયાને ? મેં બુકીંગઆફીસમાં પુછ્યું ત્યાં તો તે લોક મને ચોકકસ રીતે કાંઇ કહી શકતા નથી."

"મેં બી નથી જોયો," સ્ટેશનમાસ્તરે કહયું, "પણુ કદાચ કોઇ પોરટરોનાં દીઠામાં આવ્યો હોય. ઉભા રહો, હું પુછું.—કોણુ

આહેરે? માધ્યા, ઇઠે એ તુમી."—અને સ્ટેશનમાસ્તરની એ રીતે માધ્યા સાથની વાત કરવાની રીતથી હવે ભીખાજીબાની તદન ખાત્રી થઇ કે સ્ટેશનમાસ્ટર બી કોઇ પારસીજ હતો; "તો શેઠ સાંગતોસ કે તેનચી સ્કુલમદીસી એક છોકરા પલુન ગેલેલા હાએ, તેલા ઇઠે તુમી પાહેલા હોતા?"

હવે માધ્યો શું જવાબ દેશે તે માટે ભીખાજીબા કબાટમાં અંધારાં વચ્ચે ચીંતાતુર થવા લાગ્યા!

"કસે છોકરા હોતા તો?" માધ્યાએ સ્ટેશનમાસ્તરના સવાલનાં જવાબમાં પાછો સવાલ કીધો.

"પાતલ અને ઉંચા હોતે," માણેકજી માસ્તરે ઇધાંણી આપી. "કાલા ડગલા અને પાટલુન પેહેરલેલે હાએ, ને અસી ગોલ પાઘરી માથાં વરતી ઠેવલેલી હાએ. ધાકતી ધાકતી મુછ હાએ."

"હાં, તરતો તેલા મી પાહેલા," માધ્યાએ કહયું.

"કવાં?" માણેકજી માસ્તર ઉલટમંદ થઇ પુછયું.

"એક આધા ગંટાભર," માધ્યાએ કહ્યું.

ભીખાજીબા રગેરગ ધ્રુજ્યા. તેઓએ જોયું કે ચંડાલ માધ્યો રૂપીઓ ચાંપી જઇ હવે બેવફા થતો હતો, ને તેવણનો ધાંણુ કાઢતો હતો!

"અથાં તરી કુઠે હાય તે?" માસ્તરે પોતાના ઉલટમંદ સવાલો જારી રાખ્યા

"અથાં?" માધ્યાએ પાકી આવે તેમ કહયું, "સબુર, શેઠ મી યાદ કરતો."

"ચાલરે, માહીતી હસીલ તો સાંગ; તે શેઠલા લવકર જાંઉન દે," સ્ટેશનમાસ્તરે હવે દમથી માધ્યાને કહયું, ને પછી મા-

ણેકજી માસ્તરને ઈંગ્રેજીમાં કહયું, "માફ કરજો, સાહેબ, જરા મને જવું છે, મને મારાં કામપર ધ્યાન આપવું જોઇએ."—ને તેનાં ત્યાંથી ચાલી જવાના ભીખાજીબાને પગલાં સંભળાયાં.

"ચાલરે તુમાલા માહીતી હસીલ તો સાંગ લવકર," માણેકજી માસ્તરે હવે માધ્યાને જુઠો દમ ભરાવ્યો, "નહીંતર તુમચી નોકરીચી અમી ફરયાદ કરંન તુમાલા કારૂન ટકાવશીલ."

"હાં, પણ તે લઈ ચાંગલે ધાકતે શેટ હોતે," માધ્યાએ હજી જીદ કીધી; "તેની અમાલા પાવલી દીલી."—ને માધ્યો હસ્યો.

"ચાલ ગે, આથાં મી આંઠ આને દેતેશ," ને માણેકજી માસ્તરની પાકીટ ખખડી, એટલે ભીખાજીબાએ જોયું કે માધ્યો એક બીજા અરધો કમાયો.

"હાં, તુમી પઇસા દેસીલ તર તુમચા કામ કશાલા મી નાહી કરંન દેસીલ ?" માધ્યાએ હવે ધીમો સાહાદ કરીને કહયું; ને ભીખાજીબાની ખાત્રી થઇ કે આ પઇસાનો ગોલામ હવે તેઓને આ બીજા મલેલા અરધા રૂપ્યા સારૂ જરૂર સપડાવી દેવાનો.! એ ખ્યાલની હેબતથી તે બચારા ડોસાજી તે કબટમાં ખરેખર એટલા બધા ધ્રુજ્યા કે આખી કબટ તેવણ સાથે ધ્રુજવા લાગી, ને અંદરનાં બતીનાં ફાંણસો ખણખણાત કરવા લાગ્યાં ઉપરાંત બે ત્રણ સાવરણીઓ જ્યાં ઓલવેલી હતી ત્યાંથી તેવણના પગ પાસે તુટી પડી!

પણ ભીખાજીબાનાં સારાં નસીબે કબટમાંની એ ધામધુમ માસ્તર ઉંદરોથી થતી સમજ્યો હશે, (કેમકે તેઓ કબટવાલા ઓરડાનાં બારણાંની પાસેજ ઉભા રહી વાત કરતા હતા) અને તેથી તેનું ધ્યાંન તે ઉપર ઝાઝુ રોકાયું કે ખેંચાયું નહીં.

"તર મી તુમાલા સાંગતોશ," માધ્યાએ કહ્યું, "પરંતુ તુમી તેલા માહીતી નક્કો કરાવા કે મી સાંગીતલા," માધ્યાએ માંગી લીધું.

"નાહી નાહી, તુમી એવરે ડરતેસ કસાલા ?" માસ્તરે માધ્યાને હીંમત આપી.

ભીખાજીબાએ જોયું કે હવે થઇ ચુકયું ! કોલસાએ, કાદવે, કુચરાએ ને રહયાં સહયાં કેરોસીન તેલે લપટાવાથી તેવણુનો અવતાર તાબુતના વાઘ જેવો બરાબર થયો હતો, ને તે નામોશી સાથે માસ્તરને વશ થવાનાં દુઃખથી તેવણુની છાતી ફાટી ગઇ. સ્ટેશનપર સેંહેંકડો લોક તેઓને જોવા મળશે, ને તેઓની આવી બુર્જોર્ગ ઉંમરે તેવણુની ફજેતીના વાવટા ઉડશે એ શું જેવું તેવું દુઃખ ? ભીખાજીબા એ ખ્યાલોથી એટલા અકળાયા કે જઇને કબટનાં બારણાં સાથે અફલાઇ ગયા, પણ સારાં નસીબે બારણાંને તાલું હતું એટલે નહીં બાહેર નીકલી પડયા, કે નહીં વલી કબટ ઉંધી વલી ગઇ!

---

## પ્રકરણ ૩૨ મું.

### ઘેર પોંહોંચવાની વેદનાઓ. (ચાલુ).

"તર મી તુમાલા સાંગતોશ," માધ્યાએ ડાહાપણની ગંભીરતાથી કહ્યું. "તે પોરા અમચી જવલ આલે, ને અમાલા સાંગીતલે કે 'ઇઠે કુનીકરે માલા સાંતુન દેઆ.' મી તેલા સાંગીતલા કે ':તસે કાય હોયાચા નાહીં, કસાલા જે તુમચા માસ્તર એસીલ તો તુમાલા જરૂર પાઉન ગેસીલ. તેનચે સાતી તુમી ઇઠેસી ઘોરાચી ગારી ગેઉન એકદમ આગોદર ખરકીચા થેશના વર જા. તે કાંઇ લામ નાહીં, આની ગારીલા અવકાશ હાએ તે તીઠેસી તુમી બરાબર તુમચે ગરી જાયાલા શકીલ. તે આઇકુન તે પોરા ખરકીલા પલ્લા."

"તર મી બી ખરકી જાતેશ," માસ્તરે ઉલટમંદ ઠરાવથી કહ્યું. "ગાડીલા કેવરા ટેમ હાએ ?"

"હાજુન રેલગારીલા એક કલાકચે ઉસીર હાએ," પકકામાધ્યાએ

કહ્યું, "તેનચી આગોદર તુમી બગીમદી ખરકીલા પોંહોંચુન જાએલ તો પોરા તીઠે હાથ એલ.'

"ઑલરાઇટ, ઑલરાઇટ," માધ્યાની આ સલ્લાહ એકદમ મંજુર ને પસંદ કરતાં માસ્તરે કહ્યું; "અમકુ ખરકી સ્ટેશન જાનેકુ બગી ચઇએ," તેણે ઉતાવલે બાહેર જઈ સ્ટેશનની સીડીપરથી ગાડીવાલાઓને પોકારી કહ્યું. "કોણુસા ઘોડા જલદી જાએગા? ઇદર મુંબઇ જાંનેકી ગાડી આ પોંહોંચે ઇસકી આગુ જો અમકુ લે જાએગા ઉસકુ અમ દો રૂપ્યા દેગા."

"સાબ, અમ લે ચલેગા," "માસ્તર સાબ, અમારા ટટુ બોટ અછા ચલનેવાલા," "સાબ, ઇદિર આઇએ," વગેરે પંદર ગાડીવાલાના જુદા જુદા સાહેદોનો ને ગાડીઓ સ્ટેશન લગોલગ દોડી આવવાનો એક પલ ઘોંઘાટ થઇ રહયો.

"ચલાવ, કાદર, અમ તુમારી બગી લેગા, એકદમ જાંને દો," —અને ભીખાજીબાના બેસુમાર હરખ ને સંતોશ વચ્ચે તે ગાડી ધસારાબંધ ત્યાંથી ઉપડી ગઇ!

થોડા વારમાં માધ્યો ભીખાજીબાની કબટ આગલ આવ્યો, ને ધીમેથી કબટપર હાથ મારી આસ્તેથી બોલ્યો, "શેઠ આંતમદી બરા હાય કે નાહી? તો માસ્તર ગેલા, હં: ગેલા."—અને તે માસ્તરને હાથતાલી આપી એમ વટાવી દેવાની પોતાની કાબેલ્યતપર ધુમ હસતો ત્યાંથી ચાલી ગયો.

તે કબાટના વાસ, એકાંતવાસ ને વળી અંધારાં વચ્ચે બીજો અરધો કલાક ગબડી ગયો, અને સ્ટેશન ઉપર ઉતારૂઓની ગીરદી થવા લાગતાં પ્લાટફૉર્મ ઉપર ધમાલ જારી થઇ તે સઘળું ભીખાજીબા બાહેરનાં લોકોનાં પગલાંના તેમજ વાતચીતના સાહાદપરથી પામી જઇ શકતા હતા. એ પછી જરા વારમાં 'ટાંગ–ટાંગ–ટાંગ–ટાંગ!' કરીને

ઘંટો થોકાયો—તે માનીતો ઘંટો કે જે ભીખાજીબાની માનીતી ટ્રેન પાંચ મિનીટમાં આવી પુગવાની આવકારદાયક ખબર આપતો હતો!

તે પાંચ મિનીટ વહી ગઇ, ને ઘોંઘાટ ને ધમધમાત સાથે ટ્રેન સ્ટેશનમાં દાખલ થઇ તે ભીખાજીબાએ જાંણ્યું, કેમકે તેણે ઉપજાવેલા ધ્રુજારામાં તેવણુની કબાટનું ખરખરયું બી એક બે પલ ધ્રુજવા પડયું, અને તેની અંદરના ભીખાજીબાના દોસ્તો—સાવરણી બુતારા ને ભાગાતુટા લાંપો—એકાદ બે પલ 'ડાન્સ' ની ગમત ભોગવવા પડયા હતા.

પણુ માધ્યો ક્યાં મુવો? ગાડી આવી લાગી, ફટાફટ બારણાં ઉંઘડયાં ને ઢપાઢપ પાછાં બંધ થવા માંડયાં, ઉતારૂઓ બેસી ચુકયા પણુ કમબખ્ત માધ્યો હવે મલે નહીં થઇ ગયો! તે મુવો કયાં? આ વળી શું નવી મોહકાંણુ! અચણુચાં મરણો કાંઇ આ દુન્યાની અજાયબી નથી, ને તેથી ભીખાજીબાએ ઘણા ગભરાતથી ધ્રુજતાં ખ્યાલ કીધો કે શું માધ્યો મરી ગયો હશે? મરી નહીં ગયો હોય તો તેને કોઇ સ્ટેશનના સત્તાવલાઓએ કાંઇ કામે હડસેલી આપ્યો હશે? કામે નહીં ગયો હોય તો કામની ધમાલમાં તે સત્યાનાસ-ગયો ભીખાજીબાને વીસરી ગયો હશે?

ગમે તે હોય, પણુ આટલું તો ખરૂં કે માધ્યો આવ્યો નહીં, ને ટ્રેનને ત્યાંથી ઉપડી જવાની ધરપકડ હવે સંભળાવા લાગી. ગરીબ બચારા ભીખાજીબા! તેવણુનાં ઘણા ગભરાતમાં પડેલાં મગજથી તેમને દર બબે સેંકડે ગાડૅની ગાડી ઉપડાવવાની સીપટી ને ઘંટના થોકાનો અવાજ સંભળાતો!

પણુ અંતે માધ્યો પોતાનાં મુબારક કદમ લઇ આવ્યો ખરો! બીજીજ પલે બાહેરનાં તાલાંમાં આસ્તેથી કુંચી ફરી, ને માધ્યાએ બારણું ઉંઘાડયું.

" ઠેશનમાસ્તર ઇઠેજ હોતે, તેનચે સાતી મી એયાલા નાહી શકત હોતે," ભીખાજીબાને કાંને લાગીને વફાદાર માધ્યાએ ખુલાસો કીધો; "ચલા, ચલા, લવકર, ગાડી અતાં જાતોશ."—અને તે કુબ-ટવાલા રૂમની સાંમેજ એક ફ્રસર્ટ કલાસ હતો તેના એક ખાલી કંપાર્ટમેંટમાં ભીખાજીબાને ઉચકીને ચઢાવી આપવાને માધ્યાને વાર લાગ્યો નહીં. "બગા," માધ્યાએ વળી સલ્લાહ આપી, " તીઠે ખરકી વરતી તુમચા માતતર હાએ, તેનચે સાતી તુમી તે બાંકરાચી ખાલી ભરૂન જાવા, આઇકલા ? નહી તર તે તુમાલા પાઉનસી ગેઉન જાશીલ; આની ગેઆ, તુમચી ગાડીલા મી ચાવી દેનેશ. "—અને ભલા મા-ધ્યાએ ભીખાજીબાવાલી ગાડીને કુલ બી દીધી, અને ત્યાંથી જતો રહયો.

ભીખાજીબા તે ગાડીની નરમ ગાદી ઉપર નીરાંત કરી બેઠા. પણ તેટલાં તેવણને માધ્યાની સલ્લાહ યાદ આવી. માધ્યાએ કહ્યું કે 'ખરકીનું સ્ટેશન આવે ત્યારે તે બેઠકના બાંકની તલે ભરાઇ જજે, કે માસ્તર જોય નહીં' તેજ સલ્લાહપર ત્રેન ઉપડે તેટલાં અહીં બી–આ સ્ટેશનપર બી અમલ કરવામાં તેઓએ ડાહાપણ માન્યું કે એ સ્ટેશનપર બી તેઓને કોઇ જોવા કે ઓલખવા પામેજ નહીં.

એ ઠરાવથી ભીખાજીબા કરવરકરે તે કમપાર્ટમેંટની બેઠકના એક બાંકની નીચે ભરાયા, ને પછી બેઠકની નીચે જે શોભાયમાન ઝાલર લટકતી હતી તે એક પરડા તરીકે જેમ બને એમ તાંણીને હેઠે ખેંચી.

પણ હજી તો ભીખાજીબા એમ ભરાઇ રહયા નહીં, તેટલાં તે કમપાર્ટમેંટની બાહેરથી કોઇનો અવાજ આવ્યો—" ઇધર આવ, પોરટર, મી૦ ગાર્ડ, એ ગાડીકા ચાવી લાવ,—દરવાજા ખોલો. "

આ સાહાદ કોઇ દમામવાલા રોબવાલા આસામીનો હતો, ને તોબી ભીખાજીબા અવાજ પીછાંણી શકયા કે તે કોઇ પારસીનો હતો, ને સાહાદ જરાજરા ઓલખાંણમાં બી આવતો હતો,

"ઇઠે એયા, શેઠ સાબ," તુરત માધ્યો દોડી આવીને વચ્ચે પુરાયો, ને બીખાજીબાવાલી ગાડી આગલથી તેઓને ખેરવવાને તેણે યુકતી કરી; "તે દુસરી ગારી આંત લઈ જાગા હાએ."

"નહીં પાયજે તે," તે પારસીએ દમામથી કહ્યું. "ઇકરેયા દાર ઉઘર."

માધ્યાને હવે એ હુકમ બજાવ્યા વના ચાલ્યું નહીં, એટલે તેણે કાંઇક આનાકાની સાથે તે બારણું ઉઘાડી આપ્યું, ને તે પારસીઓ ( બે જણ હતા ) ગાડીમાં ચઢયા. તેઓ સાથ કાંઇ જુજ સામાન હતો.

"હું હમેશ મુસાફરીમાં વચલી ગારી પસંદ કરૂંચ," ગાડીમાં આવવા પછી પેલા દમામવાલાએ પોતાના સોબતીને કાંઇક હસીને કહ્યું. "અકસ્માતની વખતે વચલી ગારીમાં સલામતી જાસ્તી રેહેવી જોઇએ."

હયાં તેઓ બેઉ હસ્યા, ને બીખાજીબા જે બાંક તલે ભરાયા હતા તેજ સાઇડે સામે સામે બેઠા, એટલે એક તો જાંણે બીખાજીબાની પીઠપરજ બેઠો.

બીચારા બીખાજીબાને આ મોટી મોહકાંણ નડી ! આ બે કમબખ્તોનાં આવવાથી તેવણને બાંક નીચે સંકોચાઇને ભરાઇ રેહેવું પડયું એટલુંજ નહીં, પણ તે બાજુએ બાંકનો એક પગ આવેલો હતો એટલે તેવણ બીચારા વધતી અગવડમાં આવી ગયા હતા. તેવણ તો ત્રેન ઉપડે એટલે બાહેર આવવાના હતા, વાસ્તે જેમ તેમ તુરત વેલા મિનીટ બે મિનીટને વાસ્તે અંદર ભરાઈ ગયા હતા, તેવામાં આ પારસીઓનાં ગાડીમાં આવી લાગવાથી નહીં તેવણથી હવે બાહેર અવાયું, કે નહીં લગાર હીલીહાલીને અંદર સમું થવાયું !

"પણ પછી પેલાની વાત કરતાં સ્ટેશન આવવાથી તમે

રહી ગીયા, મંચી ?" પેલા રોબવાલાને—જેનું નામ મંચી માલમ પડયું તેને–તેના સોબતીએ હવે ગાડી ઉપડવા પછી સવાલ કીધો.

શું સંજોગ થાય છે ! બાજે વખ્ત બની આવતા સંજોગો અચરતીભરેલા હોય છે તેવો એક અચરતીભરેલો સંજોગ આ વખતે થયો. આ બંને પારસીઓની નીચલી વાતચીત પરથી વાંચનાર જોશે કે તેઓ બંને ભીખાજીબાના ઓલખીતા હતા એટલુંજ નહી —જીવજાંન ને માનીતા દોસ્તો હતા એટલુંજ નહી, પણ વળી હમણાં તેઓ વાત બી એજ કમનસીબ ડોસાના સંબંધમાં કરતા હતા!

તેઓ બંને મોટા માણસ હતા—બંને શેઠયા હતા. તેઓ પોતાની કલબમાં અને લોકોમાં તોચ્છડાઇથી ઓલખાતા હતા તેજ નામે જો અમો તેમને અમારાં વાંચનારાંઓસે ઓલખાવ્યે તો એકનું નામ પેસી કમરકાકરી ને બીજાનું નામ મંચી કરાકરી કરીને હતું.

એ મંચી કરાકરીને ભીખાજીબાના અવતારમાં અદીએ અપમાન કીધું હતું તે વાંચનારને રોશન છે. ભીખાજીબાના કોઈ એક દોસ્તનો ઑફીસમાં મલવા આવતાં રકાસ કરવાની વાત અદીએ ભીખાજીબાને કહી હતી તે દોસ્ત કોઇજ નહી પણ આ મંચી કરાકરી હતો, ને તેને તે વારે થયલાં અપમાનનીજ હમણાં તે પેસુ કમરકાકરી આગલ વાત કરતો હતો!

"અરે તેની વાત હું યાદ કરૂંચ ને મને બેશુમાર ગુસ્સો ઉપજેચ," મંચી કરાકરીએ પેસી કમરકાકરીના સવાલના જવાબમાં કહ્યું; "હું તો એ ભીખાને મારી ભોલાઇમાં સરેસ્તા પ્રમણે કરાંચીથી આયા પછી ચોથે દહાડે ઑફીસમાં મલવા ગીયો પણ તાંહાં જઇને જોઉંચ તો તે ડોસાએ તો ધરડેધડપણુ લાલ વાવટો મુકેલો! ખરેખર ઘરડી ઘોડી ને લાલ લગામ તેમ બધો એક પંદર વરસના પોરયાને છાજતો ડ્રેસ કરેલો! ઑફીસ તો ઑફીસને વગે,

કલાર્કસ ગમે તેમ ફરે હરે ને તાહેલાં ચલાવે, ને હોસો પોતે પાનાં-દાવ રમવા બેઠેલો !"

"એ શું કેહોચ ?" પેસી કમરકાકરીએ ઘણીજ અચરતીમાં કહ્યું.

"અરે હારે યાર, પણ એટલુંજ નથી. આગલ સાંભળ તો ખરો," મંચી કહ્યું. "બચારો તો હાથથી ગીએલો ! પછી તો મને બેસારીને તહરેવાર ઘેલાંગાંડાં તાહેલાં ચલાબ્યાં, જે પછી એકાએક કંઈ દીલમાં વાહરૂં આવ્યું હોય તેમ મને પકરાવીને કંઇ મારૂં મોંનું રંગવાની અચકચારી કરવા આયો!"

"પણ તમે કશુંજ કીધું નહી ?" પેસીએ અજબ થઇને પુછ્યું

"તાંહાં હું શું કરી શકું ?" મંચીએ કહ્યું. "પછવારેથી તો તેણે મને કરેલાં અપમાંનો વાસ્તે તેને મેં કોર્ટમાં બી ઘસડવા માંગ્યો, પણ કલબમાં તેમજ બાહેર ફરતાં ફરતાંએ મારી ખાત્રી કીધી કે બીચારો છેલ્લા થોરા દાહરાથી તદન મગજથી બેમગજ થઇ ગીયોચ !"

"તોબા !" પેસીએ ખરાં દીલની દયાથી કહ્યું; "કેવો અસીલ અસરાફ લાયકીવાલો આદમી, ને બીચારાને એકાએક એ શું થયું હશે ?"

ભીખાજીબાએ ગુસ્સાથી ઉકળતી ને દુઃખથી ફાટફાટ થતી છાતી વચ્ચે ઉપલી વાતચીત સાંભળી એમ વાંચનારને કેહવાની જરૂર નથી. અદીની દીવાની ચાલથી તેઓ ત્રાહે ત્રાહે કરવા લાગ્યા, કેમકે જો કદીને હવે ઘરે ગયા પછી તેવણ પાછા અસલી ભીખાજી-બા થવા બી પામે, તો તેવણની હોરમતના જે ફુરચેફુરચા ઉડી ગયા હતા તે બેહોરમતી વચ્ચે પોતાની ઓહોલી પીછાંણવાલાંઓ આગલ તેવણ ખડા કેમ થઇ શકશે એ તેવણનો અસહય અફસોસ થઇ પડયો.

તે પછી પેસી ને મંચી વચ્ચે બીજી કેટલીક વાત વાંચનારને વગર અગતની ચાલી, જ્યાર બાદ જરા વારમાં ત્રેનની ઝડપ ધીમી થઈ—ને ખડકીનું સ્ટેશન આવ્યું.

ભીખાજીબાએ ખ્યાલ કીધો કે હવે જો કાંઇ બી નવું જુનું થાય તો અહીંજ થવું જોઇએ, કેમકે અહીં માસ્તર આવેલો હતો.

થોડા વારમાં આખી ગાડીનાં બારણાં ફટાફટ ઉઘડવા લાગ્યાં, ને દરેક ગાડી આગલ કાંઇ ને કાંઇ વાતચીત અથવા પરપુછનો સાહાદ આવ્યો. અંતે તે સાહદ આગલ ને આગલ આવતો ગયો, ને હવે ભીખાજીબાની ખાત્રી થઇ કે માસ્તરને સ્ટેશનપર તેવણ નહી મલ્યા તેથી હવે તે દરેકે દરેક ગાડી તપાસ્વા નીકલ્યો હતો!

જરા વારમાં ભીખાજીબાની હુજરી વચ્ચે માસ્તરે પોતે આવીને તેઓવાલા કંપાર્ટમેંટનું બારણું ઉઘાડયું ને અંદર માથું ખોસ્યું.

એ રીતે તેણે ડોકાવી ડોકાવીને બે ચાર મિનીટ જોયું, એટલે પેલા પેસી કમરકાકરીનું પાકી આવ્યું. "શેઠ," તેણે કહ્યું, "આવવું હોય તો અંદર આવો, ને નહી તો બારણું બંધ કરીને બાહેર ઉભા રહો."

"નહીં, હું ગારીમાં મુસાફરી કરવા માંગતો નથી," માસ્તરે કહ્યું, "પણ હું પુછવા માંગુંચ કે પંદરથી સત્તર વરસની ઉંમરના એકાદ ચબરાક જેવા પારસી પોરયાને તમે જોયોચ અથવા સાંત્યોચ?"

માસ્તરનાં આ અપમાંનભરેલાં બોલવાથી મંચી કરાકરીનું હવે ઉભાઇ આવ્યું.

"ને અમો પુછવા માંગીએ છીએ," તેણે બી દમમાંજ કહ્યું, "કે પંદરથી સત્તર વરસની ઉંમરના એકાદ ચબરાક જેવા પારસી પોરયાને અમે શું ધકેલા ખાવા સાંતીએ? ચાલો ચાલો શેઠયા, એમ

અગવર ના કરો; આવવું હોય તો અંદર આવીને બેસો, નહીં તો બારણું બંધ કરો ને રસ્તો કાપો."

"એ કંઇ મારા સવાલનો જવાબ નથી," હવે માસ્તરે નેણ ફેરવ્યાં; "તમે દેખઇતી રીતે મારા સવાલનો પાધરો જવાબ ઉડાવોચ એટલે મને મજબુત વેહમ જાયેચ, ને હું આએ ગારી ચીપીચીપીને તપાસવા માંગુંચ."

બીખાજીબાએ પોતાની કમનસીબ જગામાં ગભરાતનું એક લબરછબર ગબડયું ખાધું, ને છેક ગાડીનાં પાટીયાંની કઢણેકઢણ સંકોચાઇને ભરાઈ ગયા.

"ગાર્ડ," હવે મંચી કરાકરીએ તપી આવી તતરાવીને અંગ્રેજીમાં બુમ પાડી, "આ કોઈ ઘેલો આદમી જણાય. એ કેહેચ કે અમે એનો કોઇ ખોહવાઇ ગયલો પોરયો સાંત્યોચ, પણ એની મોહકાંનમાં એ અમોને આપદા કરે તે અમે ખમશું નહીં."

"ગાર્ડ," માસ્તરે હવે બુમ પાડી, "હું કેહુંચ કે આએ બે જણાઓએ ગાડીની બેઠકની તરે એક પોરયાને સાંત્યોચ, ને હું તેને જોવશ ને ફર જોવશ."

"ગ્રહસ્થો," ગાર્ડે અંદર બેઠેલાઓને પટાવીને કહ્યું, "પંચાત મટાડો, ને એવણને ખાત્રી કરવા દેઓ. લાવો. એ બેઠકની નીચે હું પોતે જો કોઇ છોકરો હોય તો જોઈ આઉં."

પેલા પારસીએ આ ઉપરથી (તેઓ ધારતા હતા તેમ તે દીવાના) માસ્તરની મુરખાઈપર હસતાં ગાર્ડને અંદર આવવા જગ્મા કરી. માસ્તર બાહેર ઉભો રહયો, ને ગાર્ડ પોતાનું ફાણુસ હાથમાં લઇ તે બેઠકોની તલે જોવા ગાડીમાં દાખલ થયો.

## પ્રકરણ ૩૩ મું.

## ઘેર પોંહાંચવાની વેદનાઓ (ચાલુ.)

અરે, ગાર્ડ જ્યારે ઉશ્કેરાયલા માણેકજી માસ્તરને અને ગાડીમાંના પેસી કરાકરી તથા મંચી કમરકાકરીને તાઢામીઠા પાડી ગાડીમાં ઘુસ્યો, ત્યારે બેઠક નીચે છુપાયલા બુઢા ભીખાજીબાનો ગભરાત સૌથી દુ:ખદાયક તોબી કેટલો રમુજી હતો !

ગાર્ડે માંણેકજી માસ્તરના હાથમાંની દાંગ માંગી લીધી, ને એક હાથમાં તે દાંગ ને બીજા હાથમાં પોતાનું ફાંણુસ લઇને તે ગાડીમાં આવ્યો, એટલે ભીખાજીબાએ રગેરગ ધ્રુજતાં ખાત્રીથી માન્યું કે તેવણુની સઘળી બેસુમાર જેહેમત ને રંજ અંતે પાણીમાં ગઇ, અને બેહોરમતી, નામોશી ને નાસીપાસી વચ્ચે હવે તેઓ પાછા પકડાઇ આવવાના !

'અરે, અરે !' તેઓએ ગંભીર દુ:ખથી તે એક પલમાં વિજલીના વેગે ખ્યાલ કરયો, 'એ બુરા માસ્તરના બસથી બચવા મેં આટલી હારમારી ભોગવી--કોલસાએ ખરડાયો ને કેરોસીન તેલે લપટાયો; વાસ મારતાં ગારાં ને ગંધ મારતી કબાટમાં ભરાયો વગેરે અનેક તહરાંની વેદના ખમી, ને પરીણામ તો એ થયું કે અંતે જે ધરી જાયચ તેમાં એ ધાતકી માસ્તરને હાથ પાછો સપરઈ જવાનો !'

પણ નહીં; કેહેવતમાં છે કે જો સાહેબ રાખવા માંગે છે તો હજાર તરેહથી રાખે છે, ને તેમજ આપણા પુર્ણ ભાગ્યશાલી ભીખાજીબાના બાબમાં બી હવે બન્યું. તેવણુનાં સુભાગ્યે ગાર્ડને એટલી સુદ્ધ આવી નહીં કે બેઠકની ઝાલર ઉંચકીને તે બેઠકની તલે જોવું. તેણે ફકત બચાબચ બેઠકની તલે લાકડીઓ ભોકી કાઢી, જેમ કરતાં ગરીબડા ભીખાજીબાનાં પાંસરાં વીંધાઇને અંદર આંધરાં પડયાં,

પણ તે સઘળું તેવણે ઉંચે દમે દાંત પીસીને ખમ્યું, કેમકે જરા બી કાંસણુ કે "ઉંઃ આંઃ" થઇ જતાં સપડાઈ જવાનો જીવસટોસટ જોખમ ને ભય હતો !

ગાર્ડ તો ભચાભચ હજી લાકડી ભોકયોજ જતે, પણ હવે પેસી કમરકાકરી ગાર્ડ સાથે છેડાઇ પડયો. "હીઅર, મી૦ ગાર્ડ," તેણે ગુસ્સાથી કહ્યું; "એ બેઠક નીચે મેં મારાં પારસલ મુકયાં છે, ને તેમાં કીમતી દાગીના છે, વાસ્તે તું એમ લાકડીઓ ભોકીને આંધરાં પાડશે તો હું તુંને કેહુંચ કે હું તે ભરાવી લેવશ. એક તો મારી નવી પાઘરીનો બૉકસ છે, ને મારી ખાત્રી છે કે તે તેં છુંદી નાખ્યો હોશે. એ બાહેર ઉભેલા દીવાનાને શું છે ? તે તો કોઇ એવો દેહેકાંણી જણાયચ કે તે તો કેહશે જે પાઘડીનો બાકસ બી ઉઘા-રીને બતાવ, કેમકે તેમાં બી એના પોરયાને સાંત્યો હોશે !"—અને અહીં માણેકજી માસ્તરનું પાકીને પલેઠર થઈ જાય તેમ પેસી ને મંચી બેહુ પેટ પકડીને હસવા લાગ્યા.

માસ્તર તો આ ઇનસલ્ટથી જાંણે ગુસ્સાથી ઘેલોજ થઇ ગયો. તે તો ગાડી આગલ હાથ ને પગ પછાડવા લાગ્યો, ને તે બંનેને યા તો ગાડીમાં ઘસીને મારવા અથવા તો બાહેર ઉતરીને તેના ગુસ્સાનો સ્વાદ ચાખવાનો ચેલેંજ આપવાની તેણે દોડધામ કીધી, પણ હવે વળી ગાર્ડ વચ્ચે પુરાયો. "આએ ગાડીમાં કોઇ તમારો પોરયો છેજ નહી," ભીખાજીઆની બેસુમાર ધીરજ વચ્ચે ગાડીમાંથી ગાર્ડે પાછો બાહેર જતાં કહ્યું, "ને તમારી ગરબડમાં નાહેક મારી ત્રેન લેટ થઇ ગઇ. ચાલો, ખસી જાઓ !—" ને હવે તેણે ગુસ્સામાં બારણું બંધ કરી ત્રેન ઉપડાવાની સઘળી દોડધામ કરી.

પણુ માણેકજી માસ્તર હજી તે ગાડી આગલથી હઠયો નહી. તેને એમજ લાગ્યું કે અદી (ભીખાજીઆ) એજ ગાડીમાં હતો, ને તેને મંચી કરાકરી ને પેસી કમરકાકરીએ સાંત્યો હતો. એમ છતાં

હવે ગાડી ઉપડતીજ હતી એટલે તે લાચાર હતો, ને પોતાની હાર ને ફૂસ્તો થયલો જોઇ તે વધારે ખીજવાતો હતો. "બચ્ચાજીઓ," તેણે ગાડી ઉપડતાં ગુસ્સાની બરાડ મારીને કહ્યું, "મારી ખાત્રી છે કે તમે તે પોરયાને કેઠે સાંત્યોચ."

"હા, હા, આવ લેઇ જા, મારાં ગજવાંમાં છે," પેસીએ રકાસ કીધો.

"અરે નહી, નહી, મારી ઓટીમાં છે, આવ લે," મંચીએ કહ્યું,—ને પછી તેજ વખતે ગાડીએ ચાલવા માંડયું, એટલે "હુરયો'!" "ફૂસતો!" "ચેહેરો!" "રકાસ!" વગેરે ફત્તેહની કુમકથી બોલો બોલી માસ્તરને તે બંને રમુજી પારસીઓએ જખમાવીને ગુસ્સાથી ઘેલો બનાવી મેલ્યો.

બીજી પલે ત્રેનનો ધસારો પાછો જારી થયો, ને માસ્તરને પછાત નાંખી ફત્તેહમંદ ભીખાજીબાને લઇને તે ગાંડો હાથી પવનની પીઠપર દોડવા લાગ્યો.

ફત્તેહ! માહાભારત ફત્તેહ!!

"કોઈ છેકજ ચરેલો મુવેલો દેખું," ગાડી ઉપડી ગયા પછી પેસી કુમરકાકરીએ હસીને કહયું; "ખાનેખરાબને અકકલ નહીં કે વરી ગારીમાં કોઈ પોરયો ભરાયો હોય તો આટલી ગરબર થાય તોબી મલી નહી આવે?"—ને અહીં તે બેઉ હસવા પડયા.

"હા, પણ તમારી નવી પાઘરીનું કેમ?" મંચી કરાકરીએ યાદ આપી. "પેલા નખ્ખોદગીયા ગાર્ડે ભચાભચ લાકરાઓ ભોકી તે—"

"અરે હારે યાર," પેસીએ કાંઇક ફીકરમંદ થઇ કહ્યું, "તેની તો મને કાંઈ યાદજ નહી રહી—લાવની, બૉકસ જોતે; અરે પણ રાખ, ભઇ, તે બૉકસ તો હવે મને યાદ આવેચ જે મેં તો આપરાં માથાં ઉપરની બેઠકપર મુકયોચ—આપરી બેઠકની તરે નથી મુકયો."

"પણ ત્યારે તરે કાંઇ સામાન હોવો જોઇએ," મંચી કે જે ભીખાજીબા ભરાયા હતા તેજ બાજુની બેઠકપર બેઠા હતો તેણે અંદર બુટની એડ મારીને કહ્યું. "જોની, મારા પગને કંઇ પોચું પોચું લાગેચ. કંઇ બી છે ખરૂં !"—ને તે કમબખ્તે ભચાભચ લાતો મારી તે "પોચું પોચું" શું છે તે પારખવા કોશેશ કરી !

આ વળી નવું દુઃખ હતું. તે "પોચું પોચું" તો વાંચનાર જાણે છે તેમ કોઇજ નહી પણ બેસુમાર સંકડે ને હાંદેસાઓથી પોચા પચક થઇ ગયલા આપણા ભીખાજી પોંહચાજી પોતે હતા ! ગોર્ડ ભચાભચ ભોકેલી લાકડીઓથી તેવણનાં પાંસરાંમાં આંધરાં તો પડીજ ચુકયાં હતાં, ને વળી જાણે હજી કાંઇ બાકી હોય તેમ મંચી કમર-કાકરી પોતાની લાતે લાતે તેવણનો અંદર ખુરદો કરતો હતો.

કેહેવતમાં છે કેની કે પડતીપર પચાસ !

"નહી, તમારા સમ," પાંચ પંદર લાત મારી ખાત્રી કરીને મંચીએ કહ્યું, "હું ખાત્રીથી કેહુંચ કે તરે કંઇ છે ખરૂં, ને આપરે તો કંઇ અહીં મુકયુંજ નથી ત્યારે છે શું ?"

"પણ ત્યારે વાંકો વરીને જોની, તુંબી મારો ભઇ !" પેસીએ સલ્લાહ આપી.

એ ઉપરથી હવે મંચી વાંકો વલ્યો, ને બેઠકની ઝાલર ઉંચકી જોયું નહી જોયું કરીને મત આપી દીધું, "અરે કોઇનો કુતરો છે. કોઇ વીસરી ગયલું છે."—ને તે ગમતપર તે બેઉ ધુમ હસવા પડયા, જે પછી સીસોલી ફાડીને અને પુચ પુચ કરીને તે કમનસીબ "કુતરા"ને તેઓ બાહેર તેડવા લાગ્યા !

ગરીબ બચારા ભીખાજીબા ! તેવણે જોયું કે હવે તો બાહેર નિકલીને પ્રગટ પડયા વના છુટક નથી, ને તેથી હવે તેઓ ધીમે રહીને બાહેર આવ્યા.

"બાપરે, એ તો કોઇ પોરયોજ દેખું !" કુમરકાકરી ને કરાકરીએ એકજ સહાદે એકજ દમમાં ભીખાજીબાને જોતાંજ ગભરાત ને ખરેખરી અચરતીમાં બુમ પાડી દીધી.

અને ભીખાજીબાનું કોહું કેવું હતું ? તેવણ કોલસાથી કાલા સાહી થઇ ગયા હતા, ને તેલથી લટરપટર થયલા હતા. તેવણના કપડાંપર ધુલના લેપડા હતા, ને તેવણ કેરોસીન કેરોસીન બેહેક મારતા હતા !

ભીખાજીબા કાંઈ બોલ્યા નહીં—બોલી શકયાજ નહીં, પણ આજીજીના કાલાવાલાથી હાથ જોડી તેઓ સામે ઉભા રહયા.

પેસી કુમરકાકરી ને મંચી કરાકરીની અચરતી આખર થતાં તેઓને આ ફારસમાં એટલી રમુજ લાગી, કે બંને ફકત પોત-પોતાની સીટ પર અઢેલાઈ પડી નાંખમાંથી ને આંખમાંથી પાણી નીકલી પડયાં ત્યાંવેર પેટ ધરીને હસ્યા !

"ઓ તારો બાપ મરેરે !" પેસીએ જેમ તેમ હસવાનું થોબાવી દમ ખેંચતા કહ્યું, "પોરયા, તું તો કોઇ સેહેતાંનનો સેહેતાંન !"

"નખ્ખોદગીયો કરારસે અંદર ભરાઇ રહયો, ને નાહક આપરે પેલા માસ્તર સાથ લરીને મરી ગીયા," મંચીએ ધુમ હસતાં કહ્યું. "ઓ બાપરે, હસતાં હસતાં મારૂં તો પેટ બી દુખી આયું !"

"શેઠયાઓ, માફ કરજો, મેં તમોને કંઇ અરચણ તો નથી કરી ?" ભીખાજીબાએ બીહીતાં બીહીતાં પુછ્યું.

"અરચણ ?" પેસીએ હજી હસતાં હસતાં કહ્યું, "નખ્ખોદગીયા પેલા માસ્તર સાથે જુંબેસ લેવાઈ જતીતી ને અરચણની શું વાત પુછેચ ? પણ ચાલ, કંઇ નહી; માસ્તર બી કોઇ બરો બાંગર ઉતો એટલે તે માહત ને ચાટ થયો તે મને તો ગમ્યું; કેમ મંચી ?"

"બેશક, કોઇ દેહેકાંણી જેવો માસ્તર મુવેલો ઉતો," મંચીએ કહ્યું.

"ત્યારે તમો સાહેબો મને આવતાં સ્ટેશનપર પકરાવશો નહી ?" ભીખાજીબાએ આશાવંત સવાલ કીધો.

"નહીંજ; જ્યારે વગર જાંણવે અમે તારા તરફથી લરયા, ત્યારે હવે તો તુંને બચાવાની અમારી ખોદાયનાં ઘેર વેરની ફરજ છે," રમુજી પેસીએ કહ્યું.

"માસ્તરે આગલનાં સ્ટેશનોપર તાર કીધો હોશે તો મને ત્યાં કોઇ પકરવા આવશે ?" ભીખાજીબાએ ધાસ્તી બતાવી.

"પોરયો જબરો બાહોસ છે." મંચીએ કહ્યું, "પણ તું કાંઇ ફીકર ના કર. હવે અમો તુંને બચાવી લઇશું".

તે પછી તે સ્કુલમાંથી કેમ નાહઠો તે બધી વાત તેઓએ પુછી, ને ભીખાજીબાએ એક ખોટું કારણ અડાવી દીધું. વાંચનાર જાંણે છે કે આ બંને પારસી શેઠયાઓ એ ભીખાજીબાના જાંણીતા ને માંનીતા કલબફ્રેંડ થતા હતા, પણ બચારા બીખાજીબા એટલા ઓશકાયા કે પોતાનાં સઘળાં કમનસીબની વાત તેઓ આગલ ખરે નામે વીગતે બ્યાંન કરવાને તેવણની છાતીજ નહીં ચાલી. એટલા-વાસ્તે તેવણ દેખાતા હતા તેવા કોઇ જાંણે નાઘલા છોકરાજ હોય, ને તે છોકરો માસ્તરના જુલમથી સ્કુલમાથી નાહસી આવ્યો હોય તે ઢપે ને તેવા દેખાવથી તેવણે સઘળો પોતાનો હેવાલ કહ્યો.

પણ એક વાર સ્કુલ મુકયા પછી શી શી આપદા નડી હતી તે—પેલા દુકાણદારને ત્યાં થયલી ભુલ, પેલી જાડી ડોસીએ કરેલી અડચણ વગેરે વગેરે અવલથી આખેરવેર સઘળું ખરું કહ્યું, ને તે સાંભળતાં પેસી ને મંચી જે પેટ પકડીને હસ્યા તેની હદ નહીં હતી.

હવે તેઓએ તેમને તેમનું નામ પુછ્યું, ને ભીખાજીબાએ સમયસુચકતા સાચવી એક ભલતુંજ નામ થોકી દીધું. ત્યાર બાદ

તેઓએ પોતાના 'પેટફુલ્યા'માંથી બ્રશ કાઢી ભીખાજીબાને ડ્રેસ કીધા, ને મોઢું ધોવરાવી બાલ હોરી સફાઇદાર કીધા. એમ કાં કીધું તે આગલ સમજાશે.

આગલનાં સ્ટેશનપર ગાડી ઉભી રહી ત્યારે સ્ટેશનમાસ્તર દરેક ગાડી તપાસતો આવ્યો. સારાં નસીબે તેની સાથે પેલો ગાર્ડ નહીં હતો. ભીખાજીબાવાલી ગાડી આગલ આવી તે સ્ટેશન માસ્તર થોભ્યો, ને પુછ્યું, "સાહેબો, આએ છોકરો તમારો છે?"

"એટલે?" પેસુએ ખડખડ હસીને કહ્યું, "એ તે કેવો સવાલ! જાંગું, સાંભરેચ કે?" તેણે ભીખાજીબા ગમ ફરીને કહ્યું; "આએ માસ્તર તો કેહ જે તું કંઇ મારો દીકરો નથી."

"નહીં, હું માફ માંગુંચ, સાહેબ, પણ મને એક તાર મલ્યો છે જેમાં આ ગાડીમાં એક નાહસી આવેલા છોકરાની જુસ્તેજો કરવા જણાવેલું છે," તે સ્ટેશનમાસ્તરે ખુલાસો કીધો.

"તે હોશે," પેસીએ કહ્યું, "પણ તેથી મારા દીકરાનો હું બાપ નહીં થાઉં એમ તમે કેહેવા માંગોચ? એ તો મારો પોતાનો દીકરો છે. તે પોરયો કોઇ બીજો હોશે, આગલ પાછલની ગાડી તપાસો, મારા ભઇ તમે બી!"

તે સ્ટેશન માસ્તર હસ્યો, નમ્યો ને આગલ ચાલ્યો.

ભીખાજીઆપરનું આ સેવટનું વીઘન વહી ગયું.

અંતે મુંબઇ આવ્યું, ને પેલા બંને પારસીઓએ એક વીક-ટોરીયા મંગાવી તેમાં ભીખાજીબાને બેસાડી આપ્યા, એટલુંજ નહીં પણ 'ગાડી ભાડાં' નો બોંહસ કરીને એક રૂપ્યો આપ્યો. એ ઉપરાંત તે બંને જણે પોત પોતાના કાર્ડ આપ્યા ને કહ્યું, "એ કાર્ડ ઘેરમાં તારા બાવાને બતાવજે, ને જો તેવણ અમને મલવા માગશે તો અમો ખુશીથી મલશું. તું માસ્તરના બધા જુલમની ને રસ્તા-

પર તેં જે જે ખમ્યું'ચ તેની વાત કરજે. ચાલ જા, સાહેબજી.—"
અને ભીખાજીબાની ગાડી ઉપડી ગઇ.

તે પારસીઓ આગલથી ગાડી ઉપડી જવા પછીજ ભીખાજીબાએ ગાડીવાલાને પોતાના બંગલાની ખરી ઇધાંણી આપી, ને ફત્તેહની ખુશાલીથી છલછલ થતાં જીગરે તેઓએ ગાડીને પોતાનાં મુબારક મુકામ તરફ હંકાવી.

ફત્તેહ! માહાભારત ફત્તેહ!! શેઠ ભીખાજી પોંહોંચાજીની જબરાજબરીની ફત્તેહ!!!

---

## પ્રકરણ ૩૪ મું.

## ભીખાજીબાનો સગો.

તેઓ ઘેર પોંહોંચ્યા, જ્યારે ઘેર તરફ જતાં તેઓએ દુરથી જોયું કે ઘરમાં કાંઇ ખાંણીપીણીની—નાચરંગની ધમાલ હતી. જેમ જેમ આગલ જતા ગયા તેમ તેમ તેઓનો એ શક મજબુતી પકડતો ગયો, અને છેલ્લે તેઓએ ગુસ્સાથી રગેરગ ધ્રુજતાં જોયું કે તેવણુનાંજ ઘર આગલ ગાડીઓની એક મોટી ઠઠ ઉભેલી હતી.

ત્યારે આ પારટી ફારટી તેઓનાંજ ઘરમાં હતી. તેઓનાજ પૈસાની પાયામાલી અને ખોહારીની આએ સાહદત હતી! ભીખાજીબા જાંણુતા હતા કે એવી ખાચીપીણી અને નાચરંગ તો રોજનાં તે ઘરમાં ચાલુ હતાં, અને ત્યારે જે ટુંક અરસામાં તેઓ બાહાર જઇ આવ્યા તે અરસામાં તેઓના અવતારમાં લુચ્છા અદીએ તેવણુની દોલતની કેવી ધુલધાંણી કીધી હશે તેનો તે બચારા ડોસાજીને ગંભીર ભય થયો. તેઓ ઘોડાઓની લાતથી તેમજ કોઇ કોઇ ઘોડાંઓનાં દાપાં ભરવાથી બીહતા બીહતા ગાડીઓની વચ્ચે થઇને ઓટલા તરફ પોંહચ્યા, પણુ તે મોટા ઓટલા ઉપર ધામધુમની

સઘળી ધમાલ હતી, વાસ્તે તે રસ્તે દાખલ થવાનું ગેરસલામતી-ભરેલું સમજી તેઓ પાછલે બારણે ઘરમાં ગયા. તે બાજુની અલગી બંધ કરેલી દાદરબારી ઉઘાડીને તેવણુ માલપર ચાલ્યા, અને દાદરની અધવચ્ચે જઇને તે બંધ દાદરનાં પાટીયાંની ફાટમાંથી જોયું તો નીચલા આગલા હાલમાં ભભુકદાર રોશણી વચ્ચે એક મસ મોટી મીજલસ બેઠેલી હતી, અને તેની સાંમે રાંડનો નાચ થતો હતો.

પણ સૌથી સેતમકારક—સૌથી વધારે અફસોસ કરવાજોગ તો એ હતું કે તે આખી મીજલસ લગભગ સઘળી અદીના જેવા ચીબાવલા ચીલબુલીઆઓની બનેલી હતી. એ બધા ચદનચાઈ ચેડાઓ વચ્ચે ડાહયા પાકા દેખાવનો બુજોર્ગ તો એકજ—ફ્કત અરદેશરજ—જણાતો હતો, અને તે બી તેનો બુઢાપો ક્રમક્રમે તેવી ચદનચાઇ રમતોમાં મશગુલ હતો !

ભીખાજીબા એ દેખાવ તામોસ કરી શકયા નહીં, અને તેથી તેપર આડી નજર નાખી ગુસ્સાની એક ચીચ્ચારી સમેત તેઓ ઉપર જતા રહયા.

ત્યાં તેવણુના પોતાના એક સુખદાયક ઓરડામાં એક લાંબી નેતરની ઇજીચૅરપર દારૂની કેફમાં અરધો ચકચુર બનેલો એક પારસી લાંબો થઇને પડેલો હતો, અને તેની પાસેની એક તીપાય ઉપર બ્રેન્ડીની તલ્યું આવેલી એક બાટલી અને એકાદ બે સોડા-વાતરની ખાલી સીસીઓ પડેલી હતી.

તે તદન એશ કરતો પડેલો હતો. જાંણે બાપનાં ઘરમાંજ હોય–દુન્યાદારીની તમામ જંજાલોથી વેગલો અને મોકલો હોય, અને વળી વધારે—સદા પૈસામાં તે પોખાયલો હોય તેવા રોઆબથી તે પડેલો હતો.

ભીખાજીબાએ તેને તરત ઓલખ્યો. તેઓએ તેને ઘણાં વર-

સો સુધી જોયલો નહીં હતો, અને તોબી આજે એક વાર તેને જોતાં તુરત ઓલખી લેવાને મુશકેલ પડયું નહીં. તે કોઇજ નહીં પણ અદીનો મામો—તેવણુની પોતાની મરનાર મોહરદારનો ભાઇ હતો.

ભીખાજીબાએ તો તેને નિવારી મેલેલો હતો. તેની ચાલ સારી ન હતી. તે ખરચાઉ, ઉડાઉ, કરજદાર, વ્યસની, કુછંડી હતો, વાસ્તે ભીખાજીબાએ તેનો પગ પોતાનાં ઘરમાંથી સદા સુધીનો કાહડેલો હતો, અને તોબી તેવણુની ગેરહાજરીનો લાભ લઇ તે તેવણુનાં મકાંનમાં પગપેસારો કરવા ફાવી ગયો હતો, તેથી તેઓને જેટલું દુઃખ તેટલી અચરતી બરપા થઇ.

તેનીપર તો ભીખાજીબાને એવડો ખાર હતો. તેઓની સઘળી ખરાખીનું મુળ—તેઓ ઉપર જે હજારો હાય વેહલા, બેસુમાર સંકટો અને લખોલાખ વેદનાઓ ગુજરી તેનું અવ્વલ મુળ જો વાંચનાર યાદ કરશે તો તેજ હતો. તે ચીનથી પેલો સેહતાનીઅત પથ્થર લાવ્યો હતો, અને તેના તે પથરાનાં જાદુની બીનમાહીત-ગારીએ ભીખાજીબાનો ઘાંણ કાઢયો હતો.

કાગનું બેસવું ને તાડનું પડવું સાથે થયું હતું. ભીખાજીબા પથ્થરના પ્રતાપે સ્કુલમાં ઘસડાઇ ગયા તેજ અરસામાં તે ફરી એક વાર ભીખાજીબાની દયા ચાહવા તેઓનાં ઘરમાં આવ્યો હતો, અને તેનાં બેસુમાર પાપોની બીનમાહીતગારી વચ્ચે નાઘલા અદીએ તેને ખરાં દીલનાં આવકાર સાથે ઘેરમાં રાખ્યો હતો, જે પછી તેણે જોઇ લીધું કે આગલા ભીખાજીબા અને હાલના ભીખાજીબા વચ્ચે ઘણો તફાવત હતો, અને એ ફેરફાર (જેમ ભીખાજબાના સઘળા દોસ્ત આસનાઓએ માન્યું હતું તેમ) તેણે પણ એક જાતનાં ભીખાજીબાનાં ઘેલાંપણાથી થયલો ધારયો.

તેને આજની પારટીમાં ગમત નહીં લાગી હશે માટેજ તે

આએ ઓરડાનાં એકાંતમાં પેટ ભરતો દારૂ ધીચવા એકલો આવી પડેલો હતો. તેને ચેડા છોકરાઓની ઘેલીચેડી રમતમાં સ્વભાવીક રીતે ગમત મલી શકી નહી, અને તેથી તેઓ સાથે વખત ગાલ્યા કરતાં એકાંતમાં દારૂની બાટલી સાથે ગમત કરવાનું તે લુચ્ચા આસામીને વધારે અનુકુલ આવ્યું હતું.

તેને જોઇને ભીખાજીબાનું તદન પાકી આવ્યું, અને તેથી તેની આગલ ગુસ્સામાં જઇને કહ્યું, "સાહેબ, હું જોઉંચ કે તમોએ ઠીક એશ માંડી છે."

અદીનો મામો (જેનું નામ દીનશાહ હતું) તે એ સાંભળતાં ચોંકયો, અને ભીખાજીબા ભણી જોયું, પણ તેણે તેમને તરત ઓલખ્યા નહીં, એટલે ઠંડે કલેજે કહ્યું, "હા, મારા જવાંન દોસ્ત, તું ધારેચ તેમાં તું ભુલતો નથી. આપરે અહીં પારકે પૈસે દીવાલી કરીએચ."

પારકે પૈસે દીવાલી કરવાની નફ્ત બેહ્યાઇ જે દીનશાએ બાહાલ રાખી તેથી ભીખાજીબાની આંખોમાં ખુંન વરસ્યું, પણ તેઓએ પોતાનો ગુસ્સો જેમ તેમ વાલી દીધો. તેમના દુશમનો ઘણા હતા, અને હમણાં જ્યારે તેઓને દોસ્તની ગરજ હતી ત્યારેજ નવા દુશમનોને વધારયા જવામાં તેઓએ ઘણી ગેરસલાંમતી જોઇ! એટલાવાસ્તે તેનીપર ગુસ્સો બતલાવવાને બદલે પોતાની ગરજે તેને મલી જઇ તેને સઘળી ખરી વાત કહી દેવા, પોતાના વીશ્વાસમાં લેવા અને પોતાના બાબમાં સઘળું સમાધાન કરવાની મદદ ચાહવા તેઓએ ઠરાવ કીધો.

"તમો શું મને ઓળખતા નથી, દીનશાહ?" એટલા ઉપરથી તેઓએ તેને પુછ્યું.

"ખચ્ચીત નહીં," દીનશાહે જવાબ દીધો; "મારા પેલા

ચગડોલ સગા બુઢા ભીખાજીઆના તારા જેવા ચેકુસ ફ્રેન્ડો તો કીરીઓની પેઠે નીચલા ખણુમાં કકરી વકરી જાએચ, પણુ તે બધાઓને હું કયાં ઓલખવા જાઉં ?"

"તમો ભુલ કરોચ," ભીખાજીઆએ કહ્યું; "મને બરાબર જોવો; તમો મને ઓરખશો. હું તમારો સગો થાઉંચ."

દીનશાએ લગાર વધારે આંખ ચોલી, ને ભીખાજીઆ તરફ ટીકી ટીકીને જોયું, જે પછી તે ઈઝીચૅરમાં ચમકી ઉઠયો. "હા, ઓરખ્યો," તેણે કહ્યું; "તું તો મારો બાણુજો અરદેશર દેખું ! મેં તુંને ઘણાં વરસપર જોયલો, એટલે તારી સુરત મારાં ધ્યાંનમાં તુરત આવી શકી નહીં. મને તારીપર મામા તરીકે હેત ઘણું છુટેચ, પણુ તારૂં દીલ બધું પસીનાથી લપેટાયલું છે એટલે ખોદાને વાસ્તે કોટી કરવા આવવાના અખારા કરજે. પણુ, દુકતા, તું અહીં કેમ ? તું અત્યારે તો પુનાની સ્કુલમાં ઘોંટાઇ ગયલો હોવો જોઇએ ?"

"હું સ્કુલથી નાહસી આયો," ભીખાજીઆએ ગમખાર સાહદે કહ્યું.

"હં: એમ ? સાબાશ ! એવા લતખત પોરીયા મને ઘણા ગમે," દીનશાએ હસીને કહ્યું, "તું ત્યારે જલદીજ તારા બાપપર દોર મુકાવશે."

"તે બધું હોશે," ભીખાજીઆએ કહયું, "પણુ મારે તમોને વીશ્વાસમાં કાંઇ છુપી વાત કેહેવીચ. જો હું તમોને કેહું કે તમે જે મને જોવોચ તે હું નથી, અને હું પોતે હું છેઉ તોબી હું પારકો છેઉં તો તમો માનશો નહીં."

"ખચ્ચીત નહીં," દીનશાએ કહ્યું. "પોરીયા, તું એ શું પેતરા લઇ આયોચ ! તું છે તોબી તું નથી એટલે ?"

"હું એમ કેહેવા માગુંચ કે હું અરદેશર નથી, પણુ ભીખાજીઆ પોતે છું," ભીખાજીઆએ ઘણીજ ગંભીરતાથી કહ્યું.

દીનશાહ તે સાંભળી પેટ ધરીને હસ્યો, ને કહ્યું—"હ: એમ ? તું જાંણે તારા બાપનો દીકરો નથી, પણ તારા બાપનો બાપ છે, એમ કેની ? તારા જેવો હસમુખો સેહેતાન બી મેં કોઇ દાહરે કોઇ જોયો નથી."

"હું તમોને કસમપર કેહુંચ કે હું વરસોપર છોકરાની ઉંમ્મર તો પસાર કરી ગયો. છેલ્લાં પખવાડીઆંપર હું એક જૈફ આસામી હતો, પણ આજે એક કમનસીબ એતેફાકથી તમો મને જુવોચ તેવો બની ગયો છું !"

"ઘણુંજ સરસ, ઘણોજ બાહોસ," દીનશાએ ધુમ હસતાં ટકોર ચલાવી.

"હેમક !" હવે ભીખાજીબાએ ગુસ્સો બતાવ્યો, "તું મને તારા ઠઠ્ઠાથી ઉસ્કેરીને ઘેલો કરી મેલશે. તુંને જોવાની આંખ છે કે નહીં ? શું હું એક નાના પોરીઆની પેઠે બોલુંચ અથવા વરતુંચ ? પણ નહીં, સબર ! હું કેહુંચ તેવો બાતેનમાં ઘરડો છેઉં તેની તુંને ખાતરી આપવા એકાદ બે આગલી યાદ તુંને હું આપશ. તુંને યાદ છે કે ભીખાજી પોંહચાજીની સહી કરીને–ખોટી સહી કરીને તેં ત્રેવીસ વરસની વાતપર બેંકમાંથી એક ગંજાવર રકમ ઉપારીતી, અને તે તારી ઠગાઇ અજવાલાંમાં આવતાં જ્યારે મેં તુંને સપરાવી દેવા કાહરયો ત્યારે પગપાણીથી અને કાલાવાલાથી તેં તારી મરનાર બેહેનની દયા ઉસ્કેરી મારી મારી મેલવી લીધીતી ?"

પોતાનાં ભયંકાર પાપની આ ગઇગુજરીની આવી યાદ થતાંજ દીનશાહ તદન ફીકકો પડી ગયો, અને ખુરસીપરથી ચમકીને ઉભો થયો. "નીચ કુતરા," તેણે ગુસ્સાથી ખેંચાઇ જતી જબાંને કહ્યું, "એ વાત તુંને તારા બાપે કહી દીધેલી હોવી જોઇએ."

"બાપે કહી ?" ભીખાજીબાએ હવે ટકોર ચલાવી; "બાપ

કેટલુંક કેહે ? બધી તારી આગલી પાછલી યાદો તું માંગશે એટલી હું આપી શકશ. તારા સીનોરને ઘેરની મોટી ચોરીની વાત—"

"ચુપ !" દીનશાએ ચમકીને ભીખાજીબાનું મોહું પકડયું, "હવે હું આએ તારી વાત માનુંચ, પણ એ કેમ બને તે હું સમજી શકતો નથી."

"તે બી હું તુંને સમજાઉં," ભીખાજીબાએ કહ્યું; "તું ચીનથી એક જાદુઇ પથરો લાવ્યો તે તુંને યાદ છે?"

"હા, મને યાદ આવેચ," દીનશાહે કહ્યું; "એક ચીનાએ મને એક પથરો આપીને તેમાં જાદુ છે એમ કહ્યુંતું ખરું, પણ તેવી હેમકાત મેં કાંઇ માની હતી નહીં."

"તે હેમકાત નહીં હતી," ભીખાજીબાએ ઘણાં દુઃખથી કહ્યું. અને પછી તે પથરાનાં પરીણામમાં પોતાની ઉપર ગુજરેલી સઘળી કાંહાંણી—તેઓ કેમ અરદેશરનો અવતાર પામ્યા હતા તેની વીગતો સુધ્ધાં—તેની પાસે બેસીને અવલથી આખેર વેર તેઓએ બ્યાંન કરી.

## પ્રકરણ ૩૫ મું.

### નવા જોખમો !

અને દીનશાહની તે વીગતે વાત ને કાંહાંણી સાંભળતાં ખાત્રી થઇ ગઇ, મગર તે ડોસાજીના મજકુર ફારસ માટે તેનાથી પેટ ધરીને હસ્યા વના રેહેવાયું નહીં. વળી હવે તે રમુજ આખર થતાં તેને બીજો બી એક ધરકો પડયો. તેણે જોયું કે તેનો બનેવી ઘરમાં નહીં હતો તેથીજ તે આ સાહેબસોખ મોજમજાહમાં રહી શકયો હતો, પણ હવે તે ખરેખરો ડોસો જે પાછો આવ્યો તો તેને તે ઘરની ભોંય ભારી પડી જવાની, અને તેથી ત્યાંથી જલદી પાંણીચું પકડવાની બી તેને ઘણી ફીકર થઇ.

"વારૂ," તેણે હવે ધીમે ધીમે દાઢી પસારતાં કહ્યું, "ધારો કે હું તમારી એ સઘળી હકીકત સાચ્ચી માનુંચ તો તમો મને શું કરવા કેહોચ ?"

"એટલુંજ," ભીખાજીબાએ ફુગલીને કહ્યું, "કે મેં તારાપર જે હેસાનો કરેલાં હોય તેના અવેજમાં તું મને મારૂં અસલ રૂપ ને હક અદીને સમજાવીને પાછા અપાવ."

"ને પછી?"

"ને પછી હું અસલનો ભીખાજીબા થવશ; વરી બીજુ શું?" ભીખાજીબાએ અચરતીમાં કહ્યું.

"હા, પણ મારૂં પોતાનું કેમ ?" દીનશાહે પાધરો સવાલ કર્યો.

"હું: હા, તારૂં ?" ભીખાજીબાને સુધ્ધ આવતાં તેવણ આનાકાનીથી બોલ્યા, "તારૂં તો એમ કે તુંને આએ ઘેરમાંથી જવુંજ પરશે. તુંને મારાં ઘેરમાં ઉભો નહીં રાખવા મેં કસમ લાધેલા છે તે તું કાંહાં નથી જાંણતો ? તે કરતાં જો બસો પાનસો કાંઇ પ્રમાણીક રોજગારને વરે જોઇતા હોશે તો તુંને એક વાર હું આપી છુટશ."

"મેહેરબાંની," દીનશાહે ટુંકમાં—ટકોરમાં કહ્યું,—અને પછી તે લુચ્છાએ કોઈ રીતે પેલો એજમતી પથરો પોતે પડાવી લઇ તે બંને બાપ બેટાને રવડાવી આ મોટાં મકાંનનો પોતે માલેક થઈ બેસવાનો મનમાં ઉતાવલે પ્લાન રચવા માંડયો.

"ભીખાજી શેઠ," અંતે તેણે કહ્યું, "જોકે મને તમારા જેવા બુચાજી સાથે ડાહી ડાહપણુની વાતો કરતાં તો શરમ લાગેચ, પણુ તમારી બુજરેગીને ખાતર મને સાંભરી લેઓ. તમો ધારો કે તમો મારી જગ્યાએ છેઓ (કેમકે તમોને લોકોના અવતાર ધારણુ કરવાનો તો જાંણે અભ્યાસ ને અનુભવ થઇજ ચુકયો છે,) અને પછી તમો વિચાર કરો કે જે સુખમાં હું અહીં હાલ છેઉં તેમાંથી હું તમોને

કાહરી મેલું તો કેવું લાગે? એટલાવાસ્તે ટુંકું ને ટચ એ કે હાલ જે ચાલેચ તેજ દુરસ્ત છે, ને અમારે તમોને કશી મદદ કરવી નથી, વાસ્તે માફ કરવું. તમારા દીકરાએ મને આ મકાન જીવું જાણું ત્યાંવેર વાપરવા કહ્યુંચ એટલુંજ નહીં, પણ જેમ કેહુંચ તેમ તે પૈસો ખરચેચ ને હું નચાઉંચ તેમ નાચેચ. એવો એક બી સત્તો નથી જે અમો નહીં કરતા હોઇએ, ને પૈસા ખાટતા કે ગુમાવતા નહીં હોઇએ. યાહોમ, આએ તર કે પેલી તર! તમારી કાંની તમારો દીકરો દોહોરયાંને સુંગી સુંગીને ઉંચું કરતો નથી, પણ જ્યાં દોહોરયું ખરચવું હોય ત્યાં રૂપીઓ પટ ખરચી નાંખીને ઉભો રહેચ. એવા આદમી તમારા સેવકને ઘણુજ પસંદ છે તે તો તમોને રોશન છે."

આ નજીસ નફટ ભાશાંણ ભીખાજીબાએ છાતીપર પથ્થર મુકીને સાંભળ્યું—અને તેવામાં અદી ઓરડામાં આવ્યો. તે પોતાના બાપને તદન નહી ધારેલી રીતે ત્યાં આવેલા જોઇ ઘણોજ ગભરાઈ ગયો, ને પછી ભીખાજીબાએ જ્યારે તાણાજાંણીના તેનાપર ધુંજારા ચલાવ્યા ત્યારે તે એટલો બીહીધો, ધુજ્યો ને ઓશકાયો કે આજેજ ચઇને બેસી રહયો.

પણ દીનશાહ તેની સાઇડે હતો. તે લુચ્છો તેને વાહી પટાવીને પથરો પોતે પડાવી લેવા માંગતો હતો, ને તેટલા વાસ્તે તેણે તેને છચોક ભીખાજીબાની શરમ કીધા વના તેના બાપની સામે ઉસ્કેરવા માંડયો, ને પથરો તેને પોતાને આપી દેવા લલચાવા માંડયો.

હવે તે ત્રણ વચ્ચે પથરાની હારજીતની મોંઢેના બોલોની એક નાહની જેવી જંગ થઇ, ને ત્યાર પછીજ અદીને ઘણા ગભ-રાતમાં માલમ પડયું કે તે પથરો તો ગુમાઇ ગયો હતો! તેના ઘડીઆલના છેડામાં એક પંચીગરે તે નાંખી આપેલો હતો તેમાંથી તે હમણાં જોવા ગયો ત્યારે સરી પડેલો જણાયો ને ખાલી ચાંપ રહી ગઇ હતી!

હવે ગભરાત વધ્યો—અગતકરીને ગરીબ બીચારા ભીખાજીબાનો ગભરાત ઘણોજ વધ્યો. તે પથરાના ગુમ થવાની વાત જાંણી તેઓ એક સરદ હાય મારી ફસડાઇ પડયા. શું તેઓ ત્યારે સદા એવા છોકરવાદી દેખાવના છોકરવાદી વેદનાઓ વચ્ચેજ રેહશે?

તે પથરો કયાં ગયો હશે? અદીએ યાદ કીધું કે તે આજની પારટીની ધમાલ માટે સેહેંકડો વખત બાહેર જઈ આવ્યો હતો, અને ત્યારે શું તે બાહેર કેઠે પડી ગયો હશે? તેમ હોય તો લોકોના પગ તલે કે ગાડી ગાડાંના દબાંણુ તલે તે કચડાઇને ભુકો બી થઈ ગયો હોશે, ને ત્યારે ભીખાજીબાનું સેવટ શું આવશે?

એજ વખતે બાહેરથી બારણું ઠોકાવાનો સાહાદ આવ્યો, ને ભીખાજીબાએ ઘણુજ ગભરાતમાં તે સાહદ પીછાંણ્યો કે તે માસ્તરનો સાહાદ હતો!! તે કમબખ્ત મારેલો હારેલો અહીંબી પણ આવ્યો!

ભીખાજીબાએ ફરી એક વાર માસ્તરને સઘળી ખરી વાત કહી દઇ તેવણુને તેના બસથી બચાવાને દીનશાહને અરજ કરી, પણ તે તો ભીખાજીબાનો કાંટો કાઢવાજ બેઠો હતો એટલે સાંમો તેવણુનું પાકી આવે તેમ હસ્યા કીધો. હવે તેઓ અદીને પગે પડયા, પણ અદી પોતે એટલો ગભરાયો કે રખેને આ વખતે માસ્તરનાં હાથમાં તે પોતે સપડાઇ જાય વાસ્તે તે એક ઓરડાનું બારણું બંધ કરી ભરાઇ ગયો!

હવે ત્યારે આપણા ભીખાજીબાની સલામતી બી ફકત ભરાઈ જવામાં રહી હતી, ને તેથી ઉસ્કેરાયલા ગભરાયલા તેઓ ચચાર ફાંડયાં કુદીને કાતરયાંપર ભરાઇ જવા નાહઠા!



## પ્રકરણુ ૩૬ મું.

## સુખી સેવટ.

પણુ ત્યાં બી તેમને કરાર ન હતો. તેઓ જાણે કે ત્યાં કોઇ નહી હશે, પણુ ત્યાં તેઓનો સૌથી નાહનો દીકરો મેહેલ્લી હતો. તે નાધલું બાળક હતો ને ભીખાજીબાને જોતાંજ ભાઇ સમજીને વલગી પડયો.

"ઓ ભઇ, તમે તાંહાંથી આયા?" તેણે તોતરી જબાંને ખુશાલી બતાવી; "પણ ભઇ, મારી પાઠ તંઇ થે—ધનું થરત થે; દેઠરાઉં ?"

આ નવી આપદા હતી! ભીખાજીબાને તેનાં બચ્ચાંજ નડી મરતાં હતાં. તેઓએ મેહલ્લીને ઘણો બી પટાવીને હેઠે કાઢવા માંગ્યો, પણ તે નાધલો દેવ પોતાની "ધણી થરત" ચીજ બતાવાને બજીદ થઈ બેઠો.

અંતે તેને રાજી કરીને હેઠે કાઢવા ભીખાજીબાએ તેની "ધણી થરત" ચીજ જોવા માગી. "નહી દેઠરાવતો," હવે તેણે ઉલટી હઠ કીધી. "તું પારથ કે મારી પાઠ શું થે."

"અરે બાપુ મારે નથી પારખવું," ભીખાજીબાએ કંટાલીને કહ્યું, "તું નીચે જા, તમારૂં માથું ના ખીક."

"નહી, નહી, તારે તો દેઠરાઉં," બુચાને દયા આવી હોય તેમ તેણે કહયું, "જો!"—અને પોતાની મુઠી ઉઘાડી ભીખાજીબાને પેલોજ—પેલોજ માનીતો પથરો બતાવ્યો !

ઓ કેવી ખુશાલી ! ! !

"મને એ આપ, દીકરા, જો મને આપી દે," ભીખાજીબાએ ઘોંધાટ નહી વધારવા આસ્તેથી પટાવી કહયું.

"હં, મારો ફતરો લેઠે તો હું રરી પરથ," તે નાખલા સેહેતાને સીગનલની એક ચીચ્યારી મુકીને કહ્યું.

"વારૂં ચાલ, તું મને આપ ના," ભીખાજીબાએ તેને પટાવ્યો "ને હું કેહુંચ તેમ જો એ પથરો હાથમાં રાખીને બોલશે તો હું એક તુંને પેપરમીટ આપશ."

"પણ તે તેવી પેપરમીટ ?" તે પોરયાએ કોલકરાર કરવા માંડયા; "દાંણો આપથે કે અમથી પેપરમીટ ?"

"તુંને જે ગમે તે," ભીખાજીબાએ કહયું.

"ગોલાબી દાંણો કે પીરો ?" વળી સવાલ થયો.

"બાપુ, તુંને ગમે તે લેજે," ભીખાજીબાએ મોટી અધીરાઇની વેદનાથી કહયું, "પણ બોલ કે હું ઇચ્છુંચ કે મારા ખરા બાવા અસલ ઉતા તેવા પાછા બાવા થાય, ને અદી આગલ જેવોજ પાછો અરદેશર થાય."

"હા, પણ તે હું બે પેપરમીઠ લેવઠ," મેહલ્લીએ કહ્યું, ને પછી વધારયું, "હું ઇચ્છુંથ-પણ ઓ! હું તો વીઠરી દીયો; શું બોલવાનું ?"

ભીખાજીબાએ પાછું બોલી બતાવ્યું.

તેજ બોલો-તેજ કીંમતી બોલો તે બાળક નિરદોશ ભોલાઇમાં તે પથરો હાથમાં રાખી આસ્તે આસ્તે બોલ્યું-ને "ઓ, અરે, બાવાથી ! એ તો બાવાથી થે. હમણાં અહીં અદી ઉતો ને અદી તાંહાં ધીયો ? બાવાથી, તમે તાંથી આયા ?" કરી તે બાળકે ભીખાજીબાની છેલ્લી સર્વોતમ ફતેહની જામીનગીરી આપી દીધી !!!

હા, પ્રીય વાંચનાર! ભીખાજીબા પોતે માની બી નહીં શકયા, પણ દોડીને જઇને આરસીમાં ખાત્રી કરી કે છેલ્લા તેઓ જે પોશાકમાંથી ને જે જેશીમાંથી જુવાંન પોરયા બન્યા હતા તેજ

અસલ પોશાકના—તેજ ગંભીર ટેકના—તેજ દમામવાલા બુજોર્ગ શેઠ યા તેવણુ પાછા બન્યા હતા!

ફત્તેહ!!! માહાભારત ફત્તેહ!!! શેઠ ભીખાજી પોંહોંચાજી પોંહોંચાની જબરાજબરીની ને છેલ્લામાંછેલ્લી મોટી ફત્તેહ!!!!!

જ્યારે નાસીપાસી ને ખનાખારાબીની જાલમાં ભીખાજીબા તદ્દન સપડાઈ ચુકયા હતા, ત્યારેજ આ નહીં વકી રાખેલી નવાજેશ તેઓ પામ્યા. એ તેમનાં સુભાગ્ય માટે અમો તેમને આ તકે મુબારકબાદી આપ્યે છીએ, ને એ મુબારકબાદીમાં અમારાં સઘળાં કદરદાંન વાંચનારાંઓ ને આએ તેમજ પેલી દુન્યાની આખી આલમ—જીવતાં ને મુએલાંઓ—દીલોજાંનીથી ભાગ લેશે એવી અમોને ખાત્રી પર ખાત્રી છે.

તેવણે પોતાના દીકરા મેહેલ્લીને આજે પેહેલી વાર પ્યારથી હાથમાં ઉપાડયો, ને ચાંપીને કોટી કરી એક બકી લીધી. બચ્ચાંઓ તરફનો આ બેકદર બાપ આજે ઘણું સુધરયો ને શીખ્યો હતો, ને તે સઘળા પેલા ચીનાના મંતરેલા જાદુઈ પથ્થરના પ્રતાપ હતા!

તે પથરો હવે વળી વાહી પટાવીને તેઓએ મેહેલ્લી પાસથી પડાવી લીધો, ને પછી પોતે જાતે જઇને બીજે દીવસે દરયામાં તે દુર ફેંકી આવ્યા ત્યાંવેર ચોકકસ તેઓએ પોતાની તીજોરીમાં બંધ કીધો.

ત્યારબાદ ભીખાજીબા માસ્તરને એકાંતમાં મલ્યા. જે નોકર પાસ માસ્તરને પોતાની હજુરમાં બોલાવી મંગાવ્યો તે તેવણુનો ઠઠરાવનારો અસલી શેખ એકદમ પાછો આવેલો જોઇ દંગ થઈ ગયો. માસ્તર આવ્યો, મલ્યો, ને અદીની (ભીખાજીબાની) સ્કુલમાંથી નાહાસી આવવાની વાત વીગતે બ્યાન કરી. તે તેવણે જાંણે કશું જાંણુતાજ ન હોય તેમ ગંભીર દમામથી સાંભળી, ને પછી માસ્તરની જે જે કસુરો પોતે અનુભવી હતી તે એક અટકલ તરીકે રજુ

ફરીને તેવણે તેને પાછો કાઢયો. તેઓએ ભરમ કાંઇ ખુલ્યો નહીં; હવે ખુલવાની જરૂરજ શી હતી? પણ અદીને હવે તેની સ્કુલમાં મોકલવા સાફ ના પાડી, ને સ્કુલની તરબીયતનો વાંક—ખરેખરો વાંક બતાવી માસ્તરને ફફડતો ચટકતો પાછો રવાના કીધો.

હવે અદી બી આવ્યો. તેનામાં અચબુચ ફેરફાર થયો એટલે તે મોહત ચેત્યો હતો, ને તેથી હવે પોતાના બુજોર્ગ બાપને પગે પડીને તે માફ માંગવા આવ્યો હતો. ભીખાજીબાને તેથી હવે તેના પર રેહેમ આવી, તેને માફ કીધું, ને પેટમાં ચાંપ્યો.

પછી પેલા દીનશાહની વારી હતી. તેણે જ્યારે પાછું સઘળું સમાધાન થઇ ગયલું જોયું ત્યારે તે પોતાની સલાંમતી માટે ઘણો ગભરાયો, અને હવે વળી એક વાર ભીખાજીબાનું પગ પાણી કરી તે ઘરમાંથી તે સદા સુધીનો જતો રહયો.

અને તે પછી ભીખાજીબાને જોકે હવે અદીએ કીધેલો બગાડ સમો કરવાને ઘણી મુસકેલી પડી, ને પોતાના ટેક ને આબરૂ પાછાં હાથ કરતા ઘણી જેહેમતો થઇ, પણ તે સઘળું અંતે સમાધાન થયું, ને ભીખાજીની તે નામોસીની વાત કોઇને બી જણાયા વના તેવણનાં સઘળાં સંકટોનું હવે સુખી સેવટ આવ્યું.

હવે તેઓ પોતાનાં સઘલાં ફરજંદોને ઘણા ચાહે છે—તેઓની તરબીયત ને તાલીમપર પોતે જાતે ધ્યાંન આપે છે—અને હવે ભીખાજીબા પોતાનાં કુટુંબ સાથ પોતાનાં મકાંનમાં પોતાની જોરી વચ્ચે બી ઘણા સુખી છે, ને ખાઇ પીને મઝા કરે છે, જે સઘળા **એક પથ્થરના પ્રતાપ છે!**



## જાહેર ખબર.

### મી૦ બ. ન. કાબરાજીનાં પુસ્તકોનું એક કંપલીટ લીસ્ટ.

☞ અમારી પોતાની વારતાઓ અને નાટકો વિગેરે, અથવા અમારી પસંદગીની "ફુરસદ"—"નવરાસ" માટે ખાસ લખાયલી કંપલીટ મોટી વારતાઓનું એક સંપુર્ણ લીસ્ટ. એમાં બી કેટલીક તો ફક્ત છેલ્લામાંછેલ્લી એકેક બએજ નકલો છે, ને ત્રણથી ચાર ઘણાં વધારેલાં દામે જે છે તેમાં પણ ઘણી ખરી સેકંડહેન્ડ મળશે. કેટલીક વારતાઓ પુસ્તકો રૂપે છે, ને કેટલીક માટે ચોપાન્યાંઓની ફાઇલો મલશે, કે જેમાં મજકુર સંપુર્ણું વારતાઓ ઉપરાંત બીજું પુસ્કલ વાંચણુ એજ દામમાં હાથ આવી શકશે:—

| | રૂ. | આ. |
|---|---|---|
| "ફુરસદ"નો ૩૫ વરસોની બાંધેલી ફાઇલોનો એક કંપ-લીટ સેટ ... ... ... ... | ૩૦૦ | ૦ |
| "નવરાસ"ની ૧૩ વરસોની બાંધેલી ફાઇલોનો એક કંપ-લીટ સેટ ... ... ... ... | ૧૦૦ | ૦ |
| "કાવલાની કાંહાંણી." ૪ ભાગનું એકઠું પુસ્તક (એકજ નકલ છે.) ... ... ... ... | ૨૦ | ૦ |
| "સદગુણી શીરીનનાં સંકટો" ... ... ... | ૨૦ | ૦ |
| "કોરડીલ." ઇંગ્રેજી ઇતિહાસની એક મોટી વારતા, ફુરસદની ૪ વરસની કંપલીટ ફાઇલો. ... | ૧૫ | ૦ |
| "રાતો ગુલામ" (નવરાસની ૪ વરસની કંપલીટ ફાઇલો.) | ૧૫ | ૦ |
| "દેલજંગ દલેર." (એકજ છે.) ... ... | ૫ | ૦ |
| "રાજાના મેહેલમાં !" ... ... ... | ૫ | ૦ |
| "નેકીનો નતીજો." ... ... ... | ૫ | ૦ |
| "એક પરણેતર—ખરી કે ખોટી ?" ... ... | ૫ | ૦ |
| "ઘોડુ મોરા" ... ... ... ... | ૫ | ૦ |

## દીનશા કરકરયાએ પ્રગટ કીધેલાં પુસ્તકો.

| | | રૂ. આ. |
|---|---|---|
| હોંગ-સોંગ વાર્તા માળા નં. ૧ | ... | ૧—૧૨ |
| સમરકંદનો શાહજાદો | ... ... | ૧ |
| ભાઇ કે કસાઇ | ... ... ... | ૧—૮ |
| ઘડી ચપકો | ... ... ... | ૨—૮ |
| મુશકીલ આશાન... | ... ... | ૨ |
| રતન લોડજનું રમખાન | ... ... | ૧—૮ |
| હકદારનો હક | ... ... ... | ૨ |
| પીકચરો સાથની ખોરદેહ અવસ્તા | ... | ૧ |
| મુર્તીની આંખનો હીરો | ... | ૦-૧૨ |